સચિત્ર ડિટેક્ટીવ નવલ કથા.

# પ્રેમ-પિંજર

કે

# ખૂની ખંજર.



પ્રયોજક.

શંકરલાલ નાથજીભાઇ શુકલ.

ડીટેકટીવ "અમરસિંહ, ભેદક ખૂન" સન્મીત્ર કે શયતાન

ત્રિગેરેના કર્તા—મુ. માતર.



પ્રકાશક

હરિભાઇ દલપતરામ પટેલ.

શહાપુર વનમાળીવાંકાની પોળ—અમદાવાદ.



સોલ એજન્ટ:-

હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.

૨૬૩૦, પાનકોર નાકા—અમદાવાદ.



આવૃત્તિ ૨ જી. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૭૬ સને ૧૯૨૦



કીંમત રૂ. ૧—૮—૦

# પ્રસ્તાવના.



આજકાલ અનેક વિદ્વાનો અને લેખકો નવલકથાઓ તથા સંગિતના ગ્રંથો લખી સાહિત્યમાં વધારો કરી જન-સમાજની સેવા બજાવે છે તેવીજ રીતે જનસમાજની સેવા બજાવવાના ઈરાદે આ નાનકડું પુસ્તક લખ્યું છે માટે જન-સમાજ તેના તરફ આદરની બુદ્ધિએ અવલોકશે તો લેખક પોતાનો શ્રમ સફળ થયો માનશે !

ઠાસરા–પ્રાણનિવાસ.
તા. ૫–૨–૧૬



પ્રયોજક.

# અનુક્રમણિકા.

| પ્રકરણ. | | વિષય. | પૃષ્ઠ. |
|---|---|---|---|
| ૧ લું. | | હાર્યો જુગારી બમણું રમે. ... ... | ૧ |
| ૨ જું. | | કોરોનરની તપાસ. ... ... ... | ૧૭ |
| ૩ જું. | | અરણ્યમાં ઈશ્વરની પ્રતિતિ. ... ... | ૨૨ |
| ૪ થું. | | સ્વપ્ન કે સાચું. ... ... ... | ૩૧ |
| ૫ મું. | | જ્યાં જઈએ ત્યાં આગળના આગળ. ... | ૩૭ |
| ૬ ઠું. | | પુષ્પકુંજમાં ગુપ્તગુંજ. ... ... ... | ૪૯ |
| ૭ મું. | | પડતાપર પાટુ. ... ... ... | ૬૨ |
| ૮ મું | | પુનર્મિલન. ... ... ... ... | ૬૮ |
| ૯ મું | | અણચિંતવી આફત. ... ... ... | ૭૯ |
| ૧૦ મું | | કુમારી પ્રિયમતિ કે કુમારી મનોરમા ? ... | ૮૪ |
| ૧૧ મું. | | મારવું છે કે મરવું છે ? ... ... | ૯૧ |
| ૧૨ મું. | | દુનિયાની દેવી કે સ્વર્ગની સુંદરી ?... ... | ૯૬ |
| ૧૩ મું. | | તત્વજીજ્ઞાસા. ... ... ... ... | ૧૦૫ |
| ૧૪ મું. | | પોલિસની પોલિસી. ... ... ... | ૧૦૯ |
| ૧૫ મું. | | આશાની પ્રતિમા. ... ... ... | ૧૧૩ |
| ૧૬ મું. | | નવિન નાયિકા.... ... ... ... | ૧૧૮ |
| ૧૭ મું. | | વિવાહ સંકેત.... ... ... ... | ૧૩૮ |
| ૧૮ મું. | | પુંઠ પકડી ... ... ... ... | ૧૫૪ |
| ૧૯ મું. | | સ્વપ્ન. ... ... ... ... | ૧૬૯ |
| ૨૦ મું. | | પોલિસનો પરાજય. ... ... ... | ૧૭૩ |
| ૨૧ મું. | | વૈરની વસુલાત.... ... ... ... | ૧૯૨ |
| ૨૨ મું. | | ઉપસંહાર. ... ... ... ... | ૧૯૯ |





# પ્રેમ-પિંજર કે ખૂની ખંજર.

## પ્રકરણ ૧ લું.

### હાર્યો જુગારી બમણું રમે.

જુગારમાં પોતાની પચાસ રૂપિયાની મૂડી હારી જવાથી નિરૂત્સાહ બનેલો એક યુવક રાત્રિના બારેક વાગ્યાના સુમારે શોકાતુર વદને પોતાના રહેવાના મકાન તરફ જવાને નિકળ્યો. ઉડતાં ઉડતાં તેના મનમાં અનેક તર્કવિતર્ક થવા લાગ્યા. "હાર્યો જુગારી બમણું રમે" એ કહેવત અનુસાર ફરીથી એક દાવ ખેલી નસીબ અજમાવી જોવાનો વિચાર ઉત્પન્ન થયો. બીજે પચાસનો એક દાવ મૂક્યો હોત, તો બહુ સારૂં થાત! પણ ના ફાવ્યા તો? અન્યના ઉછીના લઇ ઉદાર થતાં પુનઃ ગાંઠના ગુમાવ્યા તો? એમ થાય તો તો માળાના મૂળગા ગયા જેવું થાય! ગાંઠનું ગોપીચંદન તો થયું છે, અને પારકાનું પણ થાય. વળી એમ થાય તો તો વળી વધારે પીડામાં ઉતરવાનું થાય અને ફજેતો થાય, તે તો જૂદોજ!

પાસે નહિ કોડી અને ઉભે બજાર દોડી! પાન ખાવા જેટલી પાઇ પાસે રહી નથી, છતાં બીજાના ઉધાર લઇ દેવાદાર બનવું એ કોઇ પણ રીતે ઠીક કહેવાય નહિ. મારા જેવા કેળવાયેલા અને લો-

કોને સદુપદેશ આપનારા તથા સમાજમાં સન્માનનિય મનાતા મનુષ્યે એ રીતે કરવું એ કોઇ પણ રીતે યોગ્ય ગણાય નહિ ! જુગાર રમવો એ નિંદનિય છે, એવો બોધ આપવાનું કાર્ય કરનારેજ તેવી બદીમાં ફસાવું, એ શું યોગ્ય છે ? પણ એ સઘળું ડહાપણ રાંડયા પછીથીજ આવે છે ! જ્યારે દામ ગુમાઇ જાય છે ત્યારેજ ડહાપણનો માર્ગ સૂઝે છે ! જ્યારે પૂરતા દામ મળે છે, ત્યારે હામ વધે છે; પણ ગાંઠનાં નાણાં ગુમાય છે, ત્યારેજ પૈસાની ખરી કિમ્મત અંકાય છે ! હશે ! પૂનઃ વિચાર કરીશું. વિચાર થશે તો કાલની વાત કાલે છે. આજે જે ગુમાવ્યું તે તો હવે પાછું આવવાનું નથી. એ તો ગયું તે ગયુંજ. આજની ઘડી ને કાલનો દિવસ. ગયું ! ઠીક ! પણ ગયું તેથી ડરવાનું શું છે ? મેંજ તે પેદા કર્યું હતું, અને મેંજ તે ગુમાવ્યું છે ! આવતી કાલે હજી એક વખત નસીબ અજમાવી જોઇશ. સિકંદર પાધરો હશે તો જીત મળશે ને પચાસને બદલે પાંચસોનો નફો થશે ! હીમ્મત રાખવી એ મરદાઇનું કામ છે. હીમ્મતે મરદા તો મદદે ખુદા છે ! કહ્યું છે કેઃ—“ ગમે તેવી વિપત્તિ આવે, છતાં જે મનુષ્ય પોતાના સ્વરૂપનો ત્યાગ કરતો નથી તેવા પુરૂષનેજ ધન્ય છે ! ”

“ હિમ્મતતણી કિમ્મત મનુષ્યની, વિપત્તિમાં અંકાય છે;
દુઃખના સમયમાં દિલ્લ કેરી, ધૈર્યતા પરખાય છે.
આફ્ત સમયમાં અંગીજનની દક્ષતા દર્શાય છે;
દે' દુઃખના દિન દોહ્યલામાં, ગૃહિણી પ્રતિતી થાય છે. ”

એ પ્રમાણે વિચાર કરતો કરતો, તે અનેક વાંકીચૂકી ગલીઓ વટાવી એક વિશાળ રાજમાર્ગ ઉપર આવી ચડયો. અહીંઆંથી તેનું રેહેવાનું સ્થળ લગભગ એક માઇલ વેગળું હતું; અંતરની વ્યથા અને વિચારોના વમળમાં ગુંથાવાથી શ્રમ ઉત્પન્ન થયેલો હતો, તેથી તેણે એક ભાડૂતી ગાડીવાળાને બોલાવવાનો મનસુબો કર્યો. બીજીજ

પળે તે વિચાર બદલાઇ ગયો. ખીસ્સામાં એક પાઇ પણ નહિ હોવાનું ભાન આવ્યું. ચાલતા જવાથી આનંદ થશે, એમ મનમાં થયું. રાત્રિનો સમય હોવાથી રસ્તાપર મનુષ્યોની ભીડ બહુજ ઓછી હતી, તેમ કોઇ પણ પ્રકારનો ભય હતો નહિ. મંદમંદ શીતલ પવનની લહેરો મગજને શાન્તિ આપતી હોવાથી તરત તેણે આગળ વધવાનું શરૂ કર્યું.

શુકલપક્ષની પૂર્ણિમાની રાત્રિ હોવાથી આકાશમાં ચંદ્ર પૂર્ણપણે પ્રકાશી રહ્યો હતો; છતાં વર્ષાનાં ચઢી આવતાં કાળાં વાદળો પ્રકાશને વારંવાર ઓછોવત્તો કરતાં અવલોકાતાં હતાં. વાયુની મંદમંદ લહેરોનું સેવન કરતો તે યુવક વિચારમાંને વિચારમાં મનની સાથે વાતો કરતો કરતો સપાટાબંધ આગળ વધવા લાગ્યો. નજીકમાંજ તેને રાજમહેલ તરફ જવાનો રસ્તો જણાતાં એકાએક તે ઉચ્ચસ્વરે બોલી ઉઠયોઃ—" આજ રસ્તો ! આજ રસ્તો ! આ રસ્તે થઈ જતાં વધુ ફેર પડશે નહિ ! "

એ યુવકના આવા ઉદ્‌ગારો નિકળવાનું કારણ ફક્ત એટલુંજ હતું, કે એ રસ્તે થઈ જતાં તેને પોતાને મકાને જવાનો માર્ગ બહુજ સરળ તથા ટૂંકો હતો. તે માર્ગ તરફ તે કેટલાંક ઘરો છોડી આગળ વધ્યો. આશરે બેચાર ઘર મૂકયાં હશે; એટલામાં તો એ માર્ગ ઉપરના એક ઘરમાંથી બહુ તીક્ષ્ણ સ્વરે કોઈ રડતું હોય એવો અવાજ તેને કાને પડયો. બીજીજ પળે કોઇ મોહોટેથી બૂમ મારી કહેતું હોય કે—" દોડો ! દોડો ! બચાવો ! બચાવો ! ખૂન—ખૂન ! " એવા ભયંકર શબ્દો સંભળાયા.

આ વખતે મધ્યરાત્રિનો સમય વ્યતિત થઇ ગયો હતો. મહેલ્લામાં વસનારાં સઘળાં મનુષ્યો મીઠી નિદ્રામાં મહાલતાં હતાં અને આજુબાજુ સઘળે શાન્તિનું સામ્રાજ્ય સ્થપાઇ ગયેલું હતું ફક્ત ઉપર

જણાવ્યા તેજ પ્રમાણેના ચોંકાવનારા શબ્દો એક બે વખત બોલાયા; અને તે પણ બીજી પળે બંધ થઇ ગયા. શબ્દ શ્રવણે અથડાતાં યુવક એક પણ પગલું આગળ નહીં વધતાં તેજ સ્થળે ઉભો રહ્યો, અને એ ભયંકર ધ્વનિ ક્યાંથી આવ્યો, તેનો વિચાર કરવા લાગ્યો. ભયની બૂમ સાંભળતાં તે ભયભિત બની ગયો હતો; તેનાં ગાત્રો શિથિલ થઈ ગયાં હતાં. છતાં શરીરમાં રહેલું બળ એકત્ર કરી હીમ્મત ધારણ કરી, સમયની કિમ્મત વિચારી, જ્યાંથી તે શબ્દ આવ્યો હતો, તે સ્થળે જઇ તપાસ કરવા તે તૈયાર થયો. અંતર ભયથી કંપતું હતું, છતાં મને અવનવિન બનાવ અવલોકવા ઉત્માત કરવા માંડયો. તેણે પોતાની દ્રષ્ટિ ચારે તરફ ફેરવવા માંડી. આખા મહેલામાં કોઇ પણ દ્વાર ખુલ્લું હોય તેવું દેખાયું નહીં. એટલામાં પોતાની પાછળ કાંઈક ખડખડાટ થતો હોય તેવો ભાસ થયો. તત્કાળ તે તરફ દૃષ્ટિ કરી તો પોતાની પાછળ એક ઘરનો દરવાજો ઉઘડતો હોય તેવું માલુમ પડયું. ઉઘડેલા દરવાજાની અંદરથી આશરે વિશેક વર્ષની ઉમ્મરની એક સુસ્વરૂપા સુંદરી એકદમ બહાર રસ્તા પર નીકળી આવી. ચારે તરફ નજર ફેરવી કોઇને નહીં નિહાળતાં તે દોડવાનો પ્રયત્ન કરવા લાગી.

બહાર આવેલી રમણિને ગભરાયેલી અને નાસવાને માટે વિચાર કરતી વિલોકી, આપણા યુવકે એકદમ દોડી જઈ તેને પોતાની બાથમાં પકડી લીધી.

મેઘનાં કાળાં વાદળોથી વિંટળાતા નિશાનાથના ઝાંખા પ્રકાશમાં યુવકની નજર પોતાના હાથમાં સપડાયેલી યુવતિના મુખ પર પડી. તેનું ફીકકું અને ભયપ્રદ બની ગયેલું મુખ જોતાંજ તે અતિશય ભયભીત થયો. યુવતિએ તેના હાથમાંથી છુટવાને અતિશય પ્રયત્ન આદર્યો એટલે તે ભય પામેલા યુવકના હાથમાંનું કૌતક કમી થયું અને તે મહિલા સહજમાં મુક્તિ મેળવી શકી. યુવક મ્હાત થઇ ગયો, એટલુંજ નહીં પણ તે યુવતિના હાથમાં રહેલું એક રક્તથી રગદો-

ળાયેલું ખંજર નિહાળતાંજ તેના મોતિઆ મરી ગયા. તે થરથર કં-પવા લાગ્યો અને હાથમાંથી મુક્ત થયેલી યુવતિને પુનઃ પકડવાનો કાંઈ પણ પ્રયત્ન કરી શક્યો નહીં. કોઇ પણ સમયે નહીં જોએલો બનાવ જોવાથી તે દિઃમુઢ બની યુવતિના મુખ સામેજ એકી દ્રષ્ટે જોઇ રહ્યો. યુવતિ પણ તેના મુખ સામુંજ નિહાળી રહી, અને પાષા-ણની પ્રતિમાની માફક જડવત્ બની ગઇ. કેટલીકવારે તેને પોતાની સ્થિતિનું ભાન આવ્યું. તેણે એકદમ સતેજ બની જઈ યુવકની સાથેની બલજોરીમાં પોતાના મુખપરથી સરી પડેલો મુખવટો જમીન પરથી ઉઠાવી લઇ પૂર્વવત્ પોતાના મુખપર ઢાંકી દીધો. તેના તે વખતના હલનચલન તરફ યુવક એકીદષ્ટે જોઇ રહ્યો હતો. તે યુવતિ પોતાની નજર યુવકના તરફ રાખી વક્રદ્રષ્ટે બીજી દિશાઓ તરફ પણ નજર ફેરવી રહી હતી. આ વખતે તેણીના માથાના બાલ તેની પીઠપર પ-થરાઇ રહેલા હતા. તેણે પહેરેલાં સફેદ વસ્ત્રો પર કોઈ કોઈ ઠેકાણે લોહીના રાતા ડાઘા તાજાજ પડેલા હોય તેવુ જણાતું હતું. તેના હાથની આંગળી પર એક હીરાથી જડેલી સોનાની વિંટી શોભી રહી હતી. મુખવટો હાથમાં લેઇ ક્ષણવાર ચારે તરફ નજર નાંખતી તે યુવતિ તેજ સ્થળે ઉભી રહી; પરંતુ બીજીજ પળે તે ત્યાંથી ચાલ્યા જવાના વિચારે ઉતાવળે પગલે આગળ વધી. તેનું તેજોમય પણ ફીકકું પડી ગયેલું સુસ્વરૂપ મુખમંડળ, તેમજ ચાલવાની ચપળ ગતિ વિલોકી યુવક મોહ પામ્યો અને ઉભો હતો ત્યાંથી આગળ વધી શકયો નહિ.

યુવક બુદ્ધિમાન્ તથા કાર્યદક્ષ હોવા છતાં, તેને કાંઇ પણ સુઝ પડી નહિ. તે માનુનિના મોહમાં એટલો તો મુગ્ધ બની ગયો હતો, કે ખૂની બાઇને પકડવા જેટલી તેની હીમ્મત ચાલી નહિ. મળેલી તકનો લાભ લઇ તે યુવતિ ત્યાંથી પલાયન કરી ગઇ. જતાં જતાં પોતાના હાથમાંનું રક્તથી રગદોળાયલું ખંજર તેણે ત્યાં આગળજ પડતુ મૂકી દીધું. યુવતિના ચાલ્યા ગયા પછી, યુવકને કાંઇક ભાન આવ્યું.

ભાન આવતાં પોતે હવે શું કરવું એ વિષેની ઘટના ગોઠવી કાઢી.

"થવાનું હતું તે થઇ ગયું છે! ખૂની ખુલ્લી રીતે હાથમાંથી છટકી ગઇ છે! છતાં શું થયું છે, તથા કોનું ખૂન થયું છે, તે અવશ્ય તપાસવું જોઇએ! જો જીવ હોય તો તેને બચાવવાનો પ્રયત્ન કરવો જોઇએ!"

વળી આજ ઘરમાં ખૂન થયેલું હોય તેમ દેખાય છે! પલાયન કરી જનાર રમણિએજ એ ખૂન કરેલું હશે. તેના ખૂની ખંજરનો ભોગ થયેલી વ્યક્તિ હજી પીડાતી હશે! દુઃખી મનુષ્યને દુઃખના સમયે સહાય કરવી એ મનુષ્યનો ધર્મ છે તે ચૂકી મારે મારનાર યુવતિને પકડવા તેની પાછળ પડવું એ યોગ્ય નથી. તેમ કરવા કરતાં જખમી થયેલાને બચાવવા પ્રયત્ન કરૂં તો ઓછું સ્તુતિપાત્ર કહેવાશે નહિ! એ મહાન્ સુત્રને અનુસરી યુવકનું હૃદય દયાની વૃત્તિ તરફ દોરાયું. તેણે તરતજ ઘરની અંદર જવાનો વિચાર કર્યો. તે એકાદ બે પગલાં આગળ વધ્યો એટલામાં પુનઃ તેના મનમાં વિચાર ઉદ્ભવ્યો, "વખતે નિમાજ પડતાં મસીદ કોટે વળગવા જેવું થશે તો? અન્યને બચાવવા જતાં મારે પોતાનેજ આફતમાં આવી પડવાનો સમય આવશે તો? ખૂની તરીકે કોઈ મનેજ માની લેશે તો?" આ વિચાર થતાં તેણે પ્રથમથીજ પોતાના બચાવ માટેનો બંદોબસ્ત કરી લેવાનું યોગ્ય વિચાર્યું. બીજીજ પળે. બીજો વિચાર આવ્યો. પેલી નાસી જનાર યુવતિએ રસ્તામાંજ પોતાના હાથમાંનું રક્તથી રગદોળાયેલું ખંજર ખૂલ્લું ફેંકેલું છે; તે જો પોલિસના હાથમાં આવશે, તો મુદ્દા માલ તરીકે તેનો સંગ્રહ કરશે. વળી વખતે તેના પર નામ નિશાની હશે, તો તરતજ બારિક તપાસ કરી તે યુવતિને પકડી પાડશે! તેમ ના થાય તે માટે મારે પ્રથમ તેનું ઠેકાણું કરવું ઠીક છે, એમ કહી, તેણે તે પડેલા ખંજરને ઉંચકી લઇ પાસેની એક પાણી જવાની ગટરની અંદર ફેંકી દીધું.

આખરે યુવક સઘળા વિચારોને એક બાજુએ જતા કરી તે યુવતિ જે ઘરની અંદરથી બહાર આવી હતી, તે ઘરની અંદર જવાને તૈયાર થયો. પોલિસના કર્માચારીઓ પોતાના સંગીજનોને સમય પરત્વે જેવી રીતે સીટી મારી સચેત બનાવે છે તેવી રીતે યુવકે પણ પોતાના ખીસ્સામાં પડેલી સીટીના એક પછી એક ત્રણ અવાજ કરી તે સાંભળનાર વ્યક્તિઓને સહાયે આવવા સૂચના આપી. પછી તરતજ હૃદયમાં રહેલા વૈર્યને એકત્ર કરી તે, તે ઘરની અંદર પેઠો.

તે વખતે ઘરની અંદર સઘળે અંધકાર વ્યાપી ગયેલું હતું, ઉપરના માળ ઉપર કે નીચેના માળમાં કોઇ પણ સ્થળે બત્તિનું નામ નિશાન માલમ પડતું નહોતું. માળ ઉપર ચઢવાની સીઢી પર પણ અંધારૂં હતું. આવા અંધકારને લીધે ઘરમાં આગળ વધવું તે યુવકને કોઇ પણ રીતે સલામતી ભરેલું લાગ્યું નહિ, તેથી નીચેના ભાગમાંજ ઉભા રહી તેણે " ઘરની અંદર કોણ છે ? કોણ છે ? જે હોય તે નીચેની બાજુએ આવો ! " એ પ્રમાણે મ્હોટેથી બૂમો મારવા માંડી.

તરતજ માળ ઉપર ચઢવાની સીઢીના દાદરપર દિવાનું અજવાળું દેખાયું અને એક વયોવૃદ્ધ સ્ત્રી ઉપરથી બૂમ મારતી હોય તેમ સંભળાયું. " શું છે ? કોણ છે ? જે હોય તે ઉપર આવો, " એ રીતે રહી નીચે બોલનાર મનુષ્યને ઉપર બોલાવવા લાગી.

યુવક સહજ પણ વિલંબ નહિ કરતાં, એક પછી એક સીડીનાં પગથીઆં ચઢતો દાદરના મથાળાપર જઇ પહોંચ્યો, અને ત્યાં ઉભેલી વૃદ્ધાને પૂછવા લાગ્યો, " આ ઘરની અંદર તમારા સિવાય બીજું કોઇ રહે છે ? રહે છે, તો કયાં આગળ રહે છે ? "

વૃદ્ધાએ કાને હાથ દેતાં જવાબ આપ્યો " તમે કોને શોધો છો ? શું જોઇએ છીયે ? "

યુવકે પુનઃ પ્રશ્ન કર્યો, " તમારા સિવાય આ મકાનની અંદર

બીજું કોઇ માણુસ રહે છે ?"

વૃદ્ધાએ એ પૂછવાનો કાંઇ પણુ પ્રતિઉત્તર આપ્યો નહિ, કિન્તુ એકી દૃષ્ટે યુવકના સ્હામું જોઇ રહી. આખરે કેટલીકવારે તેણે ઉત્તર આપ્યો ! " જાઓ ! જાઓ ! તમારે જે કાંઈ પૂછવાનું હોય તે મારા ધણી ઘરની અંદર છે, તેમને જઇને પૂછો, એટલે તે તમને જવાબ આપશે. "

તે ડોસી બન્ને કાને બહેરી હોવાથી કાંઇ પણુ સાંભળી શકતી નહોતી. યુવકના હોઠના હલનચલન ઉપરથીજ ઉત્તર આપી, તે પોતાના રેહેવાના ઓરડા તરફ પાછી વળવા લાગી. આવેલા યુવકે તેનું આવું અદ્ભુત ચરિત્ર જોઇ તેના હાથમાં પકડેલો દિવો તત્કાળ પોતાના હાથની અંદર લીધો, અને પોતે બીજા માળની સીડીપર ચઢવા માટે તૈયાર થયો; એટલામાં નીચેની બાજુએથી ત્રણુ ચાર માણુસોનાં પગલાંનો અવાજ આવતો તેને કાને અથડાયો. તેણે સહજ દાદરના મુખ આગળ પાછા આવી દિવાના ઝાંખા પ્રકાશ વડે નીચેની બાજુએ નજર કરી, તો ત્રણુ ચારેક સાદા પોશાકમાં સજ થયેલા માણુસો એક પોલિસના કોન્સ્ટેબલને સાથે લઇ ઘરની ઉપરની બાજુએ આવતા જોવામાં આવ્યા.

પોલિસ કોન્સ્ટેબલ તથા તેની સાથેના માણુસો યુવકને હાથમાં બત્તિ લઈ ઉભેલો જોઈ ઉપરની બાજુએ ચઢી આવ્યા. આગળ ચઢી આવેલા પોલિસ કોન્સ્ટેબલે યુવકને દાદર ઉપરજ બત્તિ હાથમાં લઇ ઉભો રહેલો જોઇ પ્રશ્ન કર્યો, " આપ અહિંઆં બત્તિ લેઇ કેમ ઉભા છો ? શું જુઓ છો ? "

યુવકે ઉત્તર આપતાં જણાવ્યું, " હું અહિંયાં એક ખબર મેળવવાની આશાએ આવેલો છું. મારા ધારવા પ્રમાણે આ ઘરની અંદર એક ભયાનક ખૂન થયેલું છે ! "

કોન્સ્ટેબલે પૂછ્યું, "તમે કેવી રીતે જાણી શકયા, કે આ ઘરની અંદર ખૂન થએલું છે ?"

"આશરે દશેક મિનિટ ઉપર હું આ ઘર બહાર આવેલા સરિયામ રસ્તા ઉપર થઇ મારા ઘર તરફ ચાલ્યો જતો હતો; તે વખતે "ખૂન ! ખૂન ! બચાવો ! બચાવો ! એવા હૃદયભેદક શબ્દો કોઈ વ્યક્તિના મુખમાંથી નિકળતા સંભળાયા, જેથી શું છે, તે સમજવાને અને દુઃખી અસહાય મનુષ્યને મદદ કરવાની મહાન આકાંક્ષાથી હું અહિંયાં આવેલો છું !"

"ઠીક ! તે શબ્દો આજ ઘરમાંથી બોલાયા છે, એમ તમે શાથી નિશ્ચય કરી શકયા ? ઘરનાં બંધ બારણાંને કેવી રીતે ઉઘાડર્યાં ?"

"એ ભયાનક શબ્દો મારા કાને અથડાતાંજ હું એ શબ્દ કયાંથી આવે છે, તે સાંભળવા થોડી પળ ઉભો રહ્યો, એટલામાં એક વ્યક્તિ આ ઘરનાં દ્વાર ઉઘાડી ઉતાવળે પગલે બ્હાર આવી, અને ઝડપબંધ ચાલી ગઇ !"

"તમે તે વ્યક્તિને કેમ અટકાવી નહિ ?"

"એને અટકાવવા જેટલો સમય મળ્યો નથી, એટલુંજ નહિ, પરંતુ વખતે એજ ખૂની વ્યક્તિ હોય તો કદાચ મને પોતાને પણ તેને પકડવા જતાં નુકશાન કરી બેસે એવો ભય લાગ્યો. વળી યોગ્ય વખતે પીડીત મનુષ્યને તેને પકડવા જતાં સહાય નહિ થઇ શકે એ વિચારથી પણ વાર નહિ કરતાં ઘરની અંદરજ પેસી તપાસ કરવાને માટે તૈયાર થયો !"

"તમે આવ્યા તે વખતે બીજું કોઇ માણસ ઘરમાં જાગતું હતું ? દિવો બળતો હતો ?"

"નહિ ! સઘળું શાન્ત હતું. દિવો નહોતો પણ બધે અંધારૂંજ હતું !"

"તે વખતે તમને કાંઇ પણ ભય લાગ્યો નહિ ?"

"લાગ્યો હતો ! ભયને લીધેજ મદદ આવી મળે તે માટે, મેં મારી પાસેની સીટીના—એ ત્રણ સાદ કર્યા હતા."

"ઠીક ! ત્યારે તમેજ સીટી વગાડી હતી કેમ ?"

"હાજી !"

"જે માણસ આ ઘરની અંદરથી નીકળી બહાર ચાલ્યું ગયું, તે પુરૂષ હતો કે સ્ત્રી હતી !"

"તે હું બરાબર રીતે ઓળખી શક્યો નથી !"

વાંચક ! યુવક પોતે જાણતો હતો કે નાસી જનાર પુરૂષ નહિ કિન્તુ સ્ત્રીજ હતી તેને પોતાના બાહુપાશમાંથી મૂક્ત થતાંજ તેનું મુખ જોઇ તે મોહ પામ્યો હતો, એવી એક નવયુવાન અબળાને પોલિસના કર્માચારીઓ આગળ પ્રગટ કરવાને તેનું મન માનતું નહોતું. ખરૂં શું છે ? તથા ખૂન કોણે કરેલું છે ? તે નક્કી થયા સિવાય એક લાવણ્યમય લતિકાને સંકટના સાગરમાં હડસેલી મૂકવાની તેની હિમ્મત ચાલી નહિ; તેથીજ તેણે પોલિસના કોન્સ્ટેબલને ખરી હકીકત જણાવી નહિ.

પોલિસ કોન્સ્ટેબલને ઉપર પ્રમાણે વિચાર કરી ઉત્તર આપનાં સહજ ક્રોધ ઉત્પન્ન થયો, પરંતુ મનની સાથે વિચાર કરતાં તેને યુવકનો દુઃખી મનુષ્યને સહાય કરવાનો આશય સ્વીકારવા યોગ્ય જણાયો; જેથી અન્ય પૂછપરછ કરવાનું માંડી વાળી યુવક અને પોતાની સાથે આવેલાં માણસોને સાથે લઇ તે વધુ તપાસ કરવાની ઇચ્છાએ આગળ વધી, ઉપરના માળ ઉપર ચડ્યો.

માળ ઉપરના પ્રથમ ઓરડાનાં દ્વાર બંધ કરેલાં હતાં. જેને ઉઘાડવાનો કોન્સ્ટેબલે પ્રયત્ન કર્યો, છતાં તે ઉઘાડી શકાયાં નહિ. દ્વારને અંદરની બાજુએથી બંધ કરવામાં આવેલાં હોવાથી તે તેને

તોડી નાંખવાના વિચારમાં હતો, એટલામાં એક વૃદ્ધ મનુષ્ય ત્યાં આગળ આવી પહોંચ્યો, અને કહેવા લાગ્યોઃ—

" મહાશય ! આ ઓરડાની અંદર કોઇ પણ નથી. એમાં જયંતિલાલ કરીને એક વણિક ગૃહસ્થ રહે છે; તેઓ આજે સાંજના પાંચ વાગ્યાથી બહાર ગયેલા છે, ને હજી સુધી પાછા આવેલા નથી, તેમ અત્યારે આવનાર પણ નથી, જેથી તેને મેં અંદરની બાજુએથી બંધ કરેલો છે. આપને જોવાની ખાસ જરૂરિયાત હોય તો હું નીચેની બાજુએથી અંદર આવવાનો માર્ગ છે, ત્યાં થઇ ઉઘાડું ! "

" નહિ ! જ્યારે એમાં કોઇજ નથી, ત્યારે ઉઘાડવાની જરૂર નથી. વારુ ! પણ ઉપરના માળ ઉપર કોણ રહે છે ? " પોલિસ કોન્સ્ટેબલે આતુરતાપૂર્વક પૂછ્યું.

" ઉપરના માળ ઉપર મી. મનમોહનદાસ માળાવાળા રહે છે. તેઓ બહુજ ભલા માણસ છે. તેઓનું ખૂન કરવા કોઈ તૈયાર થાય, એવો સંભવ નથી. આજ સુધીમાં તેમને ત્યાં કોઇ પણ આવતું જતું હોય તેવું કદી પણ જણાયું નથી. તેમ તેઓ પણ કોઇને ત્યાં જતા હોય તેવુંએ જાણ્યું નથી. વળી તેમનો કોઇની સાથે પરિચય છેજ નહીં. "

વૃદ્ધને ઉત્તર આપવાની કાંઈ પણ જરૂર નહી હોવાથી પોલિસ કોન્સ્ટેબલ મી. મનમોહનદાસ માળાવાળો રહેતો હતો, તે માળ ઉપર જવા તૈયાર થયો. તેને ઉપર જતો જોઇ સાથેનાં માણસો પણ તેની પાછળ પાછળ ઉપર ચાલ્યાં. ઉપરના માળ પર ચઢતાં દક્ષિણ બાજુએ એક મોટો ઓરડો હતો. ઉપર ચઢતાંજ તેનાં દ્વાર તદ્દન ખુલ્લાં પડેલાં જોવામાં આવ્યાં. ઓરડાની અંદર સઘળે સ્થળે અંધકાર વ્યાપી રહેલું હતું; જેથી પ્રથમ ઘરમાં પેસનાર યુવકની પાસે બત્તિ હતી, તે પોલિસ કોન્સ્ટેબલે પોતાના હાથમાં લીધી. બત્તિ આપતાં

દીવાના અજવાળાંમાં યુવકની નજર પોતાની હથેળીના મધ્યભાગ ઉપર પડી. તેને પોતાના હાથમાં લોહીના ડાઘ પડેલા હોય તેવું દેખાયું. આથી યુવક ભયનો માર્યો પોતાના મનમાં કંપવા લાગ્યો. સદ્‌ભાગ્યે તે ડાઘ કોન્સ્ટેબલના જોવામાં આવ્યા નહોના. પોતાના હાથમાંના લોહીના ડાઘ કોઈના જોવામાં આવશે તો વહેમનું કારણ મળશે, એ વિચાર તેના મનમાં આવતાંની સાથે યુવકે સમયસૂચકતા વાપરી પોતાના હાથ ખીસ્સામાં છુપાવ્યા. પોતે સમજતો હતો કે કોઇએ આ ડાઘ જોયા નથી, કિન્તુ પોલિસની સાથે આવેલા માણસો પૈકીના એક મનુષ્યની તે તરફ દ્રષ્ટિ પડી હતી. જેથી તે માણસે યુવકની નજદીકમાં આવી, તેના કાનમાં કોઈ પણ સાંભળી શકે નહીં તેવી રીતે કહ્યું, " મહાશય ! સાવધ રહેજો ! પોલિસ કોન્સ્ટેબલની દ્રષ્ટિએ તમારા હાથની અંદર પડેલા લોહીના ડાઘ દેખાશે તો તેને તમારા ઉપર ખૂનનો વહેમ લાવવાને કારણ મળશે ! "

યુવકના હાથમાં લોહીના ડાઘ કયાંથી આવ્યા હશે ? તે અવશ્ય જાણવા યોગ્ય છે. યુવકે ઘરની અંદર પ્રવેશ કરતા પહેલાં યુવતિએ ફેંકી દીધેલા ખંજરને એક વરસાદનું પાણી વહી જવાની ગટરમાં ફેંકયાનું આગળ જણાવી ગયા છીએ. તે ખંજર તે વખતે તરતનું લોહીમાં રગદોળાયલું હતું, જેથી તેને ગટરમાં ફેંકતી વખતે તે ઉપરના લોહીના ડાઘ યુવકના હાથમાં પડેલા હતા; પરંતુ તે સંબંધે તેને કાંઈ પણ ધ્યાન નહોતું.

પોલિસ કોન્સ્ટેબલે પોતાના હાથમાં ફાનસ લઈ ઓરડાની અંદર પ્રવેશ કર્યો. તેની સાથેના માણસો પણ તેની પાછળ પાછળ અંદર પેઠા. દીવાના પ્રકાશથી ઓરડાની અંદર ચારે બાજુ તપાસ કરવામાં આવી, છતાં કાંઇ પણ જોવામાં આવ્યું નહીં. તપાસ કરતાં એક ગ્યાસની બત્તિ દેખાઈ. તેને કોન્સ્ટેબલે સળગાવી. ગ્યાસની બત્તિના પ્રબળ પ્રકાશવડે સઘળી વસ્તુઓ તપાસવામાં આવી, તોપણ

કાંઇ દેખાયું નહિ; જેથી તેઓ સઘળા તે ઓરડાની અંદરના બીજા ઓરડાની અંદર તેમજ ત્રીજા ઓરડાની અંદર ફરી વળ્યા. ત્યાં પણ કોઇ રીતે પત્તો મળ્યો નહિ, તેમ કોઇ ચીજ અવ્યવસ્થિતપણે પડેલી જોવામાં આવી નહિ. કોન્સ્ટેબલે પોતાની તપાસમાં કાંઇ પણ નહિ જણાવાથી યુવકના તરફ મુખ ફેરવી કટાક્ષ કરતાં પૂછ્યું, " કેમ સાહેબ! આપ કહેતા હતા તેવું અહિંયાં તો કાંઇ પણ જણાતું નથી! મને લાગે છે કે આપ ચાલતાં ચાલતાં ઉંઘતા હશો, અને તેમાં સ્વપ્ન આવ્યું હશે!"

યુવકે પોતાના તરફ દૃષ્ટિ કરી મશ્કરી રૂપે કહેતા પોલિસના કોન્સ્ટેબલને જણાવ્યું, " ભલે! આપ હું ઉંઘમાં હતો અને તેમાં મને સ્વપ્ન આવ્યું હશે એમ સમજતા હો તો મારાથી ના કહી શકાય નહિ, કિન્તુ મેં જે કાંઇ સાંભળ્યું હતું તેને અનુસરીનેજ અહિંયાં આવ્યો હતો; છતાં કોઇને પણ ઇજા થયેલી નથી જોઈ હું બહુજ ખુશી થયો છું. તો પણ એટલું તો ચોક્કસ છે કે આજ ઘરમાંથી તે નાસી જનાર મનુષ્ય નિકળ્યું હતું! હવે તે માનવું ના માનવું એ આપની મરજીની વાત છે."

" મહેરબાન! હજારો માણસો ખૂન! ખૂન! એવી ખોટી બૂમો મારી લોકોને સતાવવા ખાતર વેહેમમાં નાખે છે. આપ પેલા ખોટા બોલા છોકરાની 'વાઘ આવ્યો! વાઘ આવ્યો!' એ વાત વાંચી હશેજ! તો આ સંબંધમાં પણ એમ કેમ ના બન્યું હોય? તમે પણ ધારો તો એવી ખોટી બૂમો મારી લોકોને વહેમમાં મૂકી શકો કે નહિ?"

યુવક પોલિસ કોન્સ્ટેબલે કહેલાં વ્યંગ વચનોનો ઉત્તર આપવાની તૈયારીમાં હતો, એટલામાં તેની નજર જમીનપર પાથરવામાં આવેલા ગાલીચા ઉપર પડી. તેમાં પુરવામાં આવેલા રાતા, પીળા

રંગો તરફ નજર કરતાં ગાલીચાની એક બાજુના છેડા ઉપર કેટલુંક લોહી પડેલું હોય તેવું તેને દેખાયું. પોતાની સત્ય હકીકતને ટેકો મળવાનો સમય આવેલો જોઈ તેણે કોન્સ્ટેબલને ઉત્તર આપતાં જણાવ્યું, "જુઓ! જુઓ! આ શું જણાય છે? આ તે સ્વપ્ન છે કે સાચું છે?"

કોન્સ્ટેબલને યુવકે બતાવેલી જગોનું બારિકાઇથી નિરીક્ષણ કરી જોતાં તે લોહી તાજુંજ પડેલું હોય તેવું જણાયું. હવે તેના મનમાં યુવકની વાત ઉપર વિશ્વાસ આવ્યો, અને પોતે કરેલી ભૂલનો પસ્તાવો કરતાં કહેવા લાગ્યો, "મારી ભૂલ થઇ છે! આપને જે કાંઇ વગર વિચારે કહ્યું છે, તે માટે ક્ષમા કરશો!"

પોલિસ કોન્સ્ટેબલના હાથમાં સહજ પત્તો આવતાં તેની તપાસ કરવાની આકાંક્ષા વધતો ચાલી. તે પુનઃ સૂવાના ઓરડાની અંદર પેઠો અને બહુજ તીક્ષ્ણ દૃષ્ટિએ તપાસવા લાગ્યો. ત્યાં કાંઇ પણ મુદ્દો મળી આવ્યો નહિ, તેથી બહારની બાજુએ લોહી કયાંથી આવ્યું એ બાબતના વિચારમાં તે પડયો.

કોન્સ્ટેબલને વિચારમાં પડેલો જોઇ યુવકે કહ્યું, "આપણે ઘરની અંદર સઘળે સ્થળે તપાસ કરી છે, પરંતુ આ કબાટની અંદરથી કોઇક તરલ પદાર્થનાં ટપકાં પડતાં હોય એમ જણાય છે. નીચેની બાજુએ કાળા પત્થરની લાદી જડેલી હોવાથી શું છે તે સ્પષ્ટ રીતે સમજાતું નથી. વખતે એમાં કાંઇ હોય તો તે પણ તપાસવું જોઇએ."

"તમારૂં કહેવું વ્યાજબી છે. ઘણી વખત ખૂની માણસો માણસોના ટૂકડે ટૂકડા કરી નાંખી પેટીઓ વિગેરેમાં પૂરી ખસી જાય છે. તેવી રીતે અહીંયાં પણ બન્યું હોય, તો ના કહી શકાય નહિ!" એ રીતે જવાબ આપી પોલિસના કોન્સ્ટેબલે કબાટનું

બારણું ખૂલ્લું કર્યું. બારણું ઉઘાડતાની સાથેજ બહુ ભયાનક દેખાવ તેના જોવામાં આવ્યો. એક લાંબા અને વિચિત્ર પ્રકારના દેખાવના મનુષ્યનું મૃતશરીર કબાટનાં દ્વાર ખુલ્લાં થતાંની સાથેજ તેમાંથી ધબ દઇને સમીપમાં ગોઠવેલા ટેબલ ઉપર પડ્યું; તે શબ લોહીથી તરબોળ હતું.

તેના અકસ્માત કબાટની અંદરથી બહાર પડવાથી પોલિસ કોન્સ્ટેબલની સાથે આવેલા સઘળા માણસો અને યુવક ભય પામી ઓરડા બહાર નિકળી ગયા. કોન્સ્ટેબલ ભય પામ્યો; છતાં હીમ્મત ધારણ કરી ત્યાંજ ઉભો રહ્યો. કેટલીક પળ વિચાર કરી તેણે બહાર નીકળી ઉભાં રહેલાં માણસોને બૂમ મારી કહ્યું, "તમે અહિયાં આવો! આપણે આને બરાબર રીતે સૂવાડીએ! હજી જીવ હોય તેવું જણાય છે! આવો એક જણ તેને પકડવા લાગો." તેનો શબ્દ સાંભળવા છતાં તેની સાથે આવેલા માણસોમાંથી કોઈ પણ અંદર આવ્યું નહિ. આખરે યુવક અંદર આવ્યો, અને કોન્સ્ટેબલે યુવકની સહાયતાથી કબાટમાંથી સરી પડેલા શબને ટેબલ ઉપર બરાબર રીતે સૂવાડ્યું. તેને ટેબલપર સૂવાડતાંની સાથેજ પુનઃ તેણે પોતાની સાથેના એક માણસને સરકારી દાક્તરને જલદીથી બોલાવી લાવવાની, બીજાને પોલિસ અમલદારને બોલાવી લાવવાની, અને ત્રીજાને નજદીકમાંજ કોઇ દાક્તર મળી આવે તો તેને બોલાવી લાવવાની સૂચનાઓ આપી.

સમયનો લાભ લઈ આ વખતે યુવકે કોન્સ્ટેબલને ઉદ્દેશી ટકોર મારી, "કેમ સાહેબ! હવે તો મને સ્વપ્ન આવેલું નહોતું, પણ ખરૂં હતું એમ સિદ્ધ થયુંને?"

"આપનું કહેવું સત્ય હતું! માણસો શું કરે છે? જુઓને, સેતાને મારીને કબાટમાં પૂરેલો છે!"

યુવક તથા કોન્સ્ટેબલ વાત કરતા હતા, એટલામાં પોલિસનો

સબ–ઇન્સ્પેક્ટર આવી પહોંચ્યો. કોન્સ્ટેબલે તેને સલામ કરી સઘળી હકીકત સમજાવતાં જણાવ્યું, "સાહેબ! આજ મહાશયે પ્રથમ સમાચાર આપ્યા છે!"

સબ–ઈન્સ્પેકટરે વધુ હકીકત મેળવવાની આશાએ, યુવકને અભિનંદન આપતાં પૂછ્યું, "ઘરની અંદરથી જે માણસ બહાર નિકળી નાસી ગયું તે પુરૂષ હતો કે સ્ત્રી?"

"પુરૂષ હતો કે સ્ત્રી તે બરાબર રીતે મારાથી જોઈ શકાયું નથી, પરંતુ કોઇ એક વ્યક્તિ બહાર નિકળી નાઠી એ મેં જોયું છે!"

ચોક્કસ જવાબ મેળવવાની ઇચ્છાથી ઇન્સ્પેકટર પુનઃ પ્રશ્ન પૂછવાની તૈયારીમાં હતો, એટલામાં સરકારી દાક્તર આવી પહોંચ્યો. તેણે મરનારના શરીરની તપાસ કરી. આ વખતે મૃત વ્યક્તિનો પ્રાણ ચાલ્યો ગયો હતો, જેથી કાંઈ પણ ઉપચાર કરવા જેવું રહેલું નહિ જોવાથી તેણે મૃત દેહને તપાસી પોતાનો અભિપ્રાય જાહેર કર્યો.

"સદરહુ મનુષ્યનું ખૂન લગભગ પંદરેક મિનિટ પેહેલાં થયેલું હોય, એમ જણાય છે! મરનારની ગરદન પર ખંજરનો ઘા સ્પષ્ટ રીતે દેખાય છે. તે પરથી આ મનુષ્યનો જાન લેવા પ્રયત્ન કરેલો હશે એમ સિદ્ધ થાય છે. ખૂનીના હાથનાં આંગળાંપર લોહીના ડાઘ પડેલા હશે એમ અનુમાન થાય છે."

એ પ્રમાણે કહી દાક્તર ચાલ્યો ગયો. એવામાં ઈન્સ્પેકટરની નજર યુવકના હાથ પર પડતાં તેના હાથમાં લોહીના ડાઘ પડેલા હોય એવું દેખાવાથી તેણે યુવકને પૂછ્યું:–

"આપના હાથમાં ડાઘ શાથી પડ્યા છે?"

યુવકે બેદરકારીથી ઉત્તર આપતાં જણાવ્યું, "પડ્યા હશે! વખતે મેં અને આ આપના કોન્સ્ટેબલે મૃત દેહને ટેબલ ઉપર ઉચકી સૂવાડ્યું, તે વખતે તેમ બન્યું પણ હશે!"

પોતાના ઉપર વહેમ આવવાથી યુવકના મનની ચંચળતા વધવા લાગી. તે તે સ્થળેથી ચાલ્યા જવાના ત્વિચારે ઓરડાની અંદરથી ઉતાવળે પગલે બહાર નિકળ્યો. મનની ગભરામણને લીધે ચાલતાં ચાલતાં વાગવાથી તે પૃથ્વીપર પટકાઇ પડ્યો.

તરતજ ઇન્સ્પેકટરે આવીને તેને ઉભો કર્યો, અને આશ્વાસન આપતાં પૂછ્યું, "આપનું નામ શું ? આપ કયાં આગળ રહો છો ?"

યુવકે કાંઇ પણ પ્રત્યુત્તર નહિ આપતાં ખીસ્સામાંથી પોતાના નામનું કાર્ડ સબ–ઇન્સ્પેકટરના હાથમાં આપ્યું અને પોતે ત્યાંથી ચાલતો થયો.



## પ્રકરણ ૨ જું.



## કોરોનરની તપાસ.



બીજે દિવસે વિચિત્રપુરનાં સઘળાં સ્થાનિક પત્રોમાં આ ભયાનક ખૂનના સમાચાર પ્રગટ થયા. કોરોનર કોર્ટની અંદર કોઇપણ વ્યક્તિ તરફથી મરનાર મનુષ્યના સંબંધમાં જોઇએ તેવો પૂરાવો પડયો નહિ ! પાંચ વર્ષ જેટલા લાંબા સમયથી મરનાર મનુષ્ય એજ મકાનમાં રહેતો હતો. એટલી લાંબી મુદતમાં કોઇ પણ વ્યક્તિ તેને મળવા માટે આવેલી હોય, અગર તો તેને કોઇ પણ મનુષ્યની સાથે લાંબો પરિચય હોય, તેવું માલમ પડયું નહિ ! તેમ મરનાર માણસ પણ કોઇને મળવાને બ્હાને બહાર જતો હોય, તેવું પ્રમાણ પણ મળી આવ્યું નહિ ! હંમેશાં તે ઘરની અંદરજ બેસી રહેતો હતો. કોઇ કોઇ વખત એકાદ બે પત્રો પોસ્ટ મારફત તેના નામ પર આવતા; તે સિવાય કાગળ પત્રનો વ્હેવાર પણ તેને કોઇની સાથે હોય તેવું

જણાયું નહિ ! ઘરની માલિક બાઇએ એકાદ બે દિવસ પહેલાં કોઇ સ્ત્રીના અક્ષરોથી લખાયેલી ચીઠ્ઠી આવ્યાનું જણાવ્યું ! શિરોનામ ઉપરના અક્ષરોથીજ તે કોઈ સ્ત્રીના હોવા જોઇએ, એવું ઘરવાળી બાઇને માલમ પડયું હતું ! એ પત્ર વાંચતાની સાથેજ મરનાર વ્યક્તિની વૃત્તિ અતિશય ચંચળ બની ગઇ હતી. તે કયાં મૂકવામાં આવી છે તેનો બિલકુલ પત્તો મળ્યો નથી ! ઘરની અંદર તેનો શોધ કરતાં તે મળી આવી નથી !

મોડી રાત્રિ પર્યંત તે ઘરનો દરવાજો ખૂલ્લો રહેતો હતો. ઘરની અંદર જૂદા જૂદા ઓરડાઓમાં જૂદા જૂદા ભાડવાતો રેહેતા હતા. તેઓ જ્યારે મોડી રાત્રે પોતપોતાના ઓરડાઓનાં દ્વાર બંધ કરતા, તે વખતે મરનાર મનુષ્ય પણ પોતાના ઓરડાનાં દ્વાર બંધ કરતો હતો, એવો પુરાવો મળ્યો. રાત્રે હંમેશાં જ્યાંસુધી મરનાર વ્યક્તિનાં બારણાં ખુલ્લાં રેહેતાં, ત્યાં સુધીમાં કોઇ પણ માણસ તેને ત્યાં આવતું જતું કોઇ પણ સમયે જોવામાં આવ્યું નહોતું. આ પ્રમાણે ઘર વાળી બાઇની સાક્ષી કોરોનર કોર્ટ સમક્ષ લેવામાં આવી. બાઇ પોતે કાને બહેરી હતી. તેના સ્વામીએ પણ પોતાની સ્ત્રીને મળતીજ જુબાની આપી.

મી. કાન્તિલાલ કારભારી એક મૂખ્ય સાક્ષી હતો. પોલિસની સમક્ષ તેણે જેવી ખોટી જુબાની આપી હતી, તેવીજ રીતે ખોટી હકીકત આ વખતે પણ તેણે કોરોનરની સમક્ષ જણાવી. વધુમાં તેણે કોરોનર સમક્ષ જણાવ્યું કે ઘરની અંદરથી જે વ્યક્તિ બહાર આવી હતી, તેના હાથમાં એક કાળા હાથાવાળું ખંજર હતું ! તે ખંજર તેણે નાસી જતી વખતે એક ગટરની અંદર ફેંકી દીધું હતું. આ પ્રમાણેની જુબાની આપતી વખતે મી. કારભારીએ ખાસ ધારણા રાખી હતી કે પોલિસના કર્માચારીઓ તે ખંજરની તપાસ કર્યા સિવાય રહેશે નહિ, પરંતુ તે તેમને મળવું મૂશ્કેલ હતું.

ગટરની અંદર હંમેશ પાણી વહેતાં; પાણીની સાથે તે નાંખવામાં આવેલા સ્થળેથી કેટલેક દૂર ખસી ગયું હશે, એટલે પોલિસ તેનો પત્તો મેળવી શકશે નહિ. એ રીતે વિચાર કરીનેજ આ વખતે તેણે આટલી વધુ હકીકત જણાવી હતી.

મરનાર મનુષ્યના વકીલે કોરોનર કોર્ટમાં હાજર થઇ જણાવ્યું કે મારો અસીલ મને કહેતો હતો કે આ જગતની અંદર મારે એક બ્હેન સિવાય બીજું કાંઇ પણ સગું વહાલું નથી. મરનાર વ્યક્તિએ પોતાની મ્હોટી મિલકતનું એક દાનપત્ર લખી તેમને સોંપેલું છે. તેમાં તેણે પોતાની સઘળી સંપત્તિ પોતાની બ્હેનનેજ બક્ષીસ આપેલી છે! તેની બ્હેન કયાં છે, તેના કાંઇ પણ સમાચાર મળતા નથી! મારા તરફથી વારંવાર તેના સમાચાર મેળવવા જાહેર પત્રોદ્વારા વિજ્ઞાપનો કાઢવામાં આવેલાં હોવા છતાં, કંઇ પણ ચોક્કસ બાતમી હજી મળી નથી! મરનાર વ્યક્તિએ પણ પોતાના મૃત્યુ પહેલાં કોઇ પણ સમયે પોતાની બ્હેન કયાં છે તેની ખબર મને આપી નથી! તેમ ચોક્કસ ઠેકાણું પણ જણાવ્યું નથી! તેના તરફથી કેવળ એટલુંજ કહેવામાં આવતું સંભળાયું છે કે, તેની બ્હેનની ઉમ્મર ફક્ત ૧૯ વર્ષની છે! બ્હેનનું ઠેકાણું આપવાથી વખતે ભવિષ્યમાં તે મોહોટી મિલકતની માલીક બનનાર હોવાથી કોઇ પણ પૈસાની લાલચે તેને મારી નાંખે, એ વેહેમ મરનાર મનુષ્યના મગજમાં ભરાઇ રહેલો હતો. તેટલા માટે તે કોઇને પણ પોતાની બ્હેનનો પત્તો આપતો નહોતો! મારૂ અનુમાન છે, કે તેની બ્હેન આ વિચિત્રપુરના રાજ્યની હદમાં હશે નહિ. તેમ તે જ્યાં હશે ત્યાં આગળ તેના વાંચવામાં મારા તરફથી કાઢવામાં આવેલાં વિજ્ઞાપનપત્રો આવેલાં નથી, નહિ તો તે મને આવી મળ્યા સિવાય રહે નહિ! મરનાર વ્યકિતના વકીલે વધુમાં જણાવ્યું કે મરનાર મી. મનમોહનદાસ પોતાના લગ્નના સંબંધમાં નિરાશ બનેલો હતો! જેથી લાંબો સમય થયાં સંસારનો ત્યાગ કરી, જનસમાજના

સંસર્ગમાંથી દૂર રહી એકાંતવાસમાં રહેતો હતો !

બીજે દિવસે કોરોનર કાર્ટનું કામ આગલા દિવસના સમયેજ ચાલુ કરવામાં આવ્યું. તે સમયે એક નવિન સ્ત્રી સાક્ષી તરીકે આવી હાજર થઇ. તે એક અપૂર્વ સુંદરી હતી. કેવળ તેનું સ્વરૂપજ સુંદર હતું તેમ નહીં, પરંતુ તે રમણિની મધુર ભ્રકુટી જોવાથી અનેક પુરૂષો મોહ પામે તેમ હતું.

રમણિએ હાજર થઈ જણાવ્યું કે "જે વ્યક્તિનું ખૂન કરવામાં આવ્યું છે, તે વ્યક્તિની સાથે પહેલાં મારો પોતાનો વિવાહ સંબંધ થયેલો હતો ! લગ્નનો દિવસ પણ નિર્માણ કરવામાં આવ્યો હતો ! પરંતુ તે દિવસની અંદર એક અન્ય પુરૂષની સાથે મારો મેળાપ થયો ! તે માણસ પાકો ઠગ હતો ! તેનાં ચરિત્રો પ્રથમ નહીં જાણવામાં આવવાથી હું તેના મોહપાશમાં પડી ગઇ ! મોહજાળમાં ફસાઈ હું તે પુરૂષની સાથે અહીંથી નાસી ગઇ ! કિન્તુ તે માણુસની સાથે મેં વિવાહ કર્યો નહોતો ! વિવાહ કરવાની ઇચ્છા હતી, પરંતુ લગ્ન થવાનો સમય આવ્યો નહોતો ! મરનાર માણુસની સાથે તેને પાકું વૈર હતું, તે કારણુસર જ તેણે મને મોહિત કરી ઉઠાવી જવાનું કાર્ય કરેલું હતું. તેથીજ મરનાર વ્યક્તિએ સંસારનો ત્યાગ કરી એકાંતવાસ પસંદ કરેલો હતો ! જન સમાજના કહેવા ઉપરથી મારા સાંભળવામાં આવ્યું છે કે, તે કારણુને લીધેજ મરનાર વ્યક્તિનું શરીર દુર્બળ બની ગયું હતું. ફક્ત તેના શરીરની અંદર હાડકાં અને ચામડીજ રહેલાં હતાં !

આ પ્રમાણે સાક્ષી આપી તે રમણિએ વિશેષમાં કોરોનરને જણાવ્યું:—" જેની સાથે હું નાસી ગયેલી હતી, તે માણુસ મરનાર વ્યક્તિનું ખૂન કરે તેવો નથી ! કેમકે તેનું ખૂન કરવાથી તેને કોઇ પણ પ્રકારનો લાભ પ્રાપ્ત થાય તેમ હતું નહીં ! કોઇ પણ પ્રકારના લા-

ભની આશા હોય, તોજ તે ખૂન કરવાને માટે લલચાય તેવો છે, પણ તે સિવાય તેમ કરે તેવો નથી ! પરંતુ તેવી કોઇ પણ પ્રકારની તેને આશા હોય તેવું મારા જાણવામાં આવેલું નથી ! તેમ તે માણસ અત્યારે ક્યાં છે, તે પણ હું જાણુતી નથી ! કેવી રીતે અને કોને હાથે ખૂન થયેલું છે અગર તો શા માટે તે કરવામાં આવેલું છે, તે વિચાર કરવાથી મને સમજાતું નથી ! તો પણ એક હકીકત મારા જાણવામાં છે ! અને તે કોર્ટને જણાવવાની ખાતરજ હું આ કોર્ટની અંદર હાજર થયેલી છું ! મૃત વ્યક્તિની બહેનને મેં કદાપિ પણ જોયેલી નથી ! હું અત્યારે એક જગોપર રહીને એક પ્રકારનું કામ કરૂં છું ! અત્યાર સુધીમાં હું તે ઘરની અંદર ફરીથી ગઇ નથી ! જો મરનાર વ્યક્તિ બચવા પામી હોત, તો તેની સાથે એક વખત મળવાની અને તેની ક્ષમા માગી તેની સાથે રહેવાની મારા મનમાં પ્રબળ ઇચ્છા હતી ! પરંતુ હવે તે વાત કહેવી નિષ્પ્રયોજન છે ! કિન્તુ હાં ! જે માણસે મારા સર્વસ્વનો નાશ કરેલો છે, તેને તેનાં કૃત્યનો બદલો મળે તોજ ઠીક થાય, એવો મારો દઢ સંકલ્પ છે ! ”

આ સઘળી હકીકત કોર્ટને જણાવતી વખતે તે સુંદરીનું મુખમંડલ બહુજ ક્રોધાવેશવાળું જણાતું હતું ! તેની તીવ્ર દ્રષ્ટિ નક્ષત્રની માફક ઉજ્વળ બની ગયેલી દેખાતી હતી. વારંવાર તેના હાથની આંગળીઓ મુઠીના રૂપમાં વળી જતી હતી ! તેની એજ સમયની વિકાળ મૂર્તિ જોવાથી જોનારને સ્પષ્ટ રીતે સમજાય તેમ હતું કે અવશ્ય આ અબળા પ્રબળા બની ખરેખર તેના શત્રુનો વિનાશ કર્યા સિવાય રહેશેજ નહિ !



## પ્રકરણ ૩ જું.

### અરણ્યમાં ઇશ્વરની પ્રતિતિ!

"જોઉં છું! ક્યાં જાય છે? મારા હાથમાંથી છટકીને કેટલે દૂર ભાગી જાય છે? પાસે કોડી રહેવા દીધી નથી, કે દેશ છોડીને પરદેશ નીકળી જાય! જંગલના માર્ગ તરફ વળતાં જોઇ હતી, પરંતુ પોલિસ જઈ શું તપાસ કરે છે, તે તપાસવાની જરૂર હતી! તપાસમાં તેની મિલકત સંબંધી કાંઈપણ કાગળીયાં મળી આવે છે કે નહિ તે જોવાનું હતું! મારી એ તકનો લાભ લઇને હાથમાંથી છટકી ગઇ છે! પણ કાંઈ હરકત નહિ! જંગલમાં ગમે ત્યાં ભરાઇ ગઇ હશે, તોપણ શોધી કાઢવામાં મને હરકત આવે તેમ નથી! આ દુનિયામાં હવે તેનું કોઈ રહ્યું નથી, કે તેના આશ્રયે જઈ તે આશ્રય લેશે.

અત્યાર સુધી તે મારૂં કહેવું કબૂલ કરતી નહોતી અને ભાઈની પરવાનગી લઈ લગ્નનો દિવસ નક્કી કરવાના વાયદા ઉપર વાયદામાં દિવસો કાઢતી હતી. આજે તેની રૂબરૂમાંજ તેના ભાઇને યમપૂરમાં વિદાય કર્યો છે! તેણે તે દેખાવ પોતાની નજરોનજર જોયો છે. હવે પરવાનગી મેળવવાની તો પીડા પતી ગઈ છે તો પછી તેને મારી સાથે લગ્ન કરવામાં શું હરકત રહી હશે કે, તે સીધી ઘેર. નહિ આવતાં છટકી ગઈ છે."

મધ્યાનનો સમય થયેલો હોવાથી સૂર્યનાં પ્રખર કિરણો પૃથ્વીને તપાવી રહ્યાં હતાં. ઉત્તરા ચિત્રાનાં નક્ષત્રોનો અસહ્ય તાપ પથિકોને પરાણે શાન્તિ લેવાની ફરજ પાડતો હતો! વનમાં પથ્થર વાળી જમીનમાં ફરતાં ઉપર પ્રમાણે બોલતો એક યુવક ચારે તરફ પોતાની

તીવ્ર દૃષ્ટિ ફેરવતો ટેલતો હતો ! ભૂખ અને અસહ્ય તાપના દુઃખથી તેનામાં આગળ ચાલવાની હીમ્મત રહી નહોતી. એક આશ્રયનું સ્થાન અને તૃષા મટાડવા માટે શીતળ પાણીનો ઝરો કોઇપણ સ્થળે મળી આવે, તે તેની શોધ કરતો હતો. શોધ કરતાં કરતાં તે એક સરોવર ઉપર રહેલી વૃક્ષોની ઘનઘટાની અંદર જઈ પહોંચ્યો.

શ્રમીત થવાથી મુખ પર પ્રસ્વેદનાં બિંદુઓ પુષ્કળ આવ્યાં હતાં. સરોવરના શિતળ જળ વડે મુખ અને હાથ પગ ધોઇ તેણે થોડું જળ પીધું; જળ પી વૃક્ષની કુંજમાં આવ્યો, અને પોતાની પાસેનો રૂમાલ જમીન ઉપર પાથરી તે પર આરામ લેવા માટે સૂતો !

થોડીકવાર થઇ નહિ એટલામાં નીચેનું ગાયન તેના કર્ણની અંદર અથડાયું:—

પડી હું પાપીને હાથે, પુરવનાં પાપને લઇને;
અરેરે હાય હું હાવાં, વિરામું કયાં હવે જઇને ? પડી૦
નથી જગ માત કે ભ્રાતા, નથી પિતા નથી કાકા;
નથી કો જગતમાં મ્હારૂં, વિરામું કયાં હવે જઇને ? પડી૦
બચાવો કો મને દુઃખથી, દુઃખે દિલ ડોલતું મારૂં;
જગતના નાથ છું શરણે, વિરામું કયાં હવે જઇને ? પડી૦
જઉં જો શેહેરમાં પાછી, પિડે જન પાપિણી કહીને;
ખૂની માને ખૂણે વસતાં, વિરામું કયાં હવે જઇને ? પડી૦
રહું જો રાનમાં રમતિ, સદા ભમતિ પળેપળ હું;
પશુ વનનાં, પિડે ઝાઝાં, વિરામું કયાં હવે જઇને ? પડી૦
વસુ જો એ વિમૂઢ સંગે, પળે પળ પિડતો વ્યંગે,
રહેવા દે ન એ ઢંગે, વિરામું કયાં હવે જઇને ? પડી૦
ગયાં કયાં હિંસકો વનનાં, ગ્રહી ગરદન ચૂસો પ્રિતે,
દુઃખીનું દુઃખ દીલ ધારો, વિરામું કયાં હવે જઇને. પડી૦

અરેરે ! કયા ભવનાં પાપથી આ પાપીનો સંગ મને પ્રાપ્ત થયો કે મારી આ સ્થિતિ આવી ! હા ! એ પૈસાના પૂજારીએ પૈસાની લાલચથી મારા ઉપર કૃત્રિમ પ્રેમ બતાવ્યો, ભોળીને ભમાવી, પ્રેમના સ્વાદની મધુરતા દર્શાવી, ખોટું ખરૂં બતાવી, મારા ભાઈનું સમ્મતિ મેળવવા જવાને બ્હાને ખૂન કર્યું; અને તે પણ મારા દેખતાંજ ! કેવો ભયંકર દેખાવ મારી નજરે બતાવ્યો ? હવે મારાથી એનો પતિ તરિકે કેવી રીતે સ્વીકાર કરી શકાય ? મનથી મન મેળવી શકાય ? તનથી તનનો સંયોગ કરી તાપથી તપેલા હૃદયને શાન્ત કરી શકાય, કે સાથે રહી સુખ પામી શકાય ? એને આશ્રયે જઇ રહેવું તેના કરતાં તો વનમાં વસનારાં હિંસક પશુઓને હાથે દેહનો અંત આણવો એજ ઉત્તમ છે.

ના ! ના ! પરંતુ એવી રીતે હિંસક પ્રાણીઓના હાથથી મરી જવું, એ મનુષ્યજીવનનું સાર્થકય નથી ! પાપીને તેના પાપનો બદલો અવશ્ય મળવો જોઇએ ! હું તેને એનો બદલો મળે એ માટે અંતપર્યંત પ્રયત્ન કરીશ, કિન્તુ જીવનને ધૂળ મેળવીશ નહિ ! હજી મારા કુમારિકા વ્રતપર એ પાપીના દુષ્ટ મનોબળનો પ્રહાર થયો નથી, ત્યાં સુધી મારૂં જીવન જવાહિર સમાન ઝળકતું છે. એ મારા ઝળકતા જીવનને વધુ પ્રકાશમય બનાવવા પ્રયત્ન કરીશ ! જેણે જીવન અર્પ્યું છે, તેની ઇચ્છા સિવાય અંત લાવવો એ આત્મહત્યા કરવા જેવું છે ! આત્મહત્યા એ મહા પાપ છે ! એ પાપનો પૂંજ હાથે કરી વ્હોરી લેવો એ પુનરજન્મોને માટે પણ અતિશય અનિષ્ટ પરિણામ છે ! શું કોઇ જગતમાં એવો નહિ મળે કે જે મને આશ્રયસ્થાન આપી શકે ? હશે ! જેવી ઇશ્વરેચ્છા હશે તેવું થશે ! હે પ્રભુ !

દુઃખ મ્હારૂં, કયાં કહૂં, કયાં જઇને હું રહું;
વિશ્વતણા પ્રતિપાળ વિમળ વિભુ, શરણું તુજ ગ્રહ્યું. દુઃખ મ્હારૂં૦

જન્મ લઈ આ જગની અંદર, સુખ શમણું ના લહ્યું;
ભાર રૂપી આ ભૂમિ માંહી, જીવન જાયે વહ્યું. દુઃખ મ્હારૂં૦

સરોવરથી થોડેક દૂર જંગલના પ્રદેશમાં દુઃખમાં ડૂબેલી કુમારિકા આ પ્રમાણે વિધિએ આપેલાં દુઃખ દૂર કરવા પરમાત્માનું સ્મર્ણ કરતી ફરતી હતી. તેના દુઃખનું ગાન પ્રતિધ્વનિ રૂપે જંગલની ગુફાઓ અને વનવૃક્ષોની ઘટાઓમાં પ્રતિધ્વનિત થતું હતું. સરોવર પર સૂતેલો પથિક પણ પડયો પડયો તે સાંભળતો હતો. તેના મનમાં એકાએક વિચાર આવ્યો. સ્વર પરિચીત હોય તેવો જણાય છે! વખતે એજ કેમ ના હોય? આ વન તરફ તે આવેલી હતી. એ મેં નજરે જોયું છે, માટે જરૂર જોવું જોઇએ, અને એજ હોય તો પકડી પાછી લઇ જાઉં!

સરોવર પર સૂતેલો ભવ્ય અને વિકટ આકૃતિવાળો તે યુવક એકદમ ઉઠયો, અને જે તરફથી શબ્દ આવતો હતો તે તરફ ચાલ્યો. પુનઃ તેના કર્ણે ગાન અથડાવા લાગ્યું.

દુઃખમાં ડૂબેલી દિન બાળાને, બચાવવા વેરાનમાં;
કર ધારીને ઉદ્ધારવાનું, હોય કોના જ્ઞાનમાં.
હરિણી બિચારી આથડે, પડી હાથ એ શેતાનને;
ઉદ્ધાર કરવા કો બને તયાર આ ઇનશાનને?

કુમારિકાના છેલ્લા શબ્દો યુવકના કર્ણે પડતાંજ જેમ સિંહ શિકાર પર તલપ મારી દોડી જાય છે, તેમ યુવક પણ તેના તરફ દોડી ગયો; અને તેને જોતાંજ એકદમ હાથ પકડી કરડી નજરે નિહાળતો કહેવા લાગ્યો:—

" વાહ! હાથમાંથી છટકી ગયેલો શિકાર પકડાયો ખરો! કેમ હજી પણ માનવું છેને? પાછાં આવવું છેને? યાદ રાખ કે હવે તું મારા હાથમાંથી છૂટવા પામશે નહિ! ખાલી છૂટવાનો

પ્રયત્ન કરશે તો ત્હારા ભાઇ મનમોહનના ખૂની તરીકે તને ખુલ્લી પાડીશ ! મારા સમક્ષ તેં તેનું ખૂન કરેલું છે, એમ કોર્ટમાં હાજર થઇ પ્રતિજ્ઞા ઉપર જાહેર કરીશ ! બોલ શું કહે છે ? મારી સાથે લગ્નથી જોડાવા તૈયાર થવું છે કે વગર મોતે મરી મૂવેલા ભાઇની પાસે જઇ તેની પરવાનગી લેવાની બાકી રહી છે ? ”

કુમારીકા આવેલા માણસને જોતાંજ ક્ષણવાર સ્તબ્ધ બની ગઇ. કેટલીકવાર પર્યંત કરડી નજરથી તે યુવકના મુખ સ્હામુંજ નિહાળી રહી. તેના હાથમાંથી પોતાનો હાથ છોડાવવા તે જીવતોડ પ્રયત્ન કરવા લાગી. સદ્‌ભાગ્યે તેમાં એકવાર તે ફલીભૂત થઇ–કાળના પંજામાંથી તેણે પોતાનો હાથ મૂક્ત કરાવ્યો.

યુવકે તેને ફરીથી પકડવા પ્રયત્ન આદર્યો, પરંતુ કુમારિકા જરા દૂર જઇ ઉભી રહી, અને વિકાળ સ્વરે કેહેવા લાગી;—

“ દુષ્ટ ! નરાધમ ! હજી પણ તું મારો પીછો છોડતો નથી ! મારા સમક્ષ મારા ભાઇનું લોહી પીવા છતાં ત્હારી રક્ત પિપાસા તૃપ્ત થઇ નથી, કે પાછો મને ખૂની તરીકે જાહેર કરી ખુલ્લી પાડવા માગે છે ? ”

“ નહિ ! નહિ ! મારો તેવો અંતરનો વિચાર નથી ! પણ જ્યારે તું કોઈ પણ રીતે નહિ માને, કોઇ પણ રીતે મારી સાથે લગ્ન કરવા નહિ કબૂલ થાય, ત્યારેજ હું તને ખૂની તરીકે ફાંસીને લાકડે ટીંગાવરાવવાનો છેલ્લો પ્રયત્ન આદરીશ ! ત્યાં સુધી તારો એક વાળ પણ વાંકો થવા દેઇશ નહિ !”

“ તારે ચાહે તે કર ! ખૂની તરિકે ખુલ્લી કર, કે મારા ઉષ્ણ લોહીથી તારા હાથ રંગ, કિન્તુ હવે હું કોઈ પણ રીતે તારી સાથે રેહેવા માગતી નથી ! તારો ખોટો અને સ્વાર્થી પ્રેમ કબૂલ કરતી નથી ! ”

“ નહિજ માને ? હજી હું તને જણાવું છું કે માની જા !

હું તને સુખમાં રાખીશ! મારી સાથે રહેવાથી તું અનેક અવર્ણ-નિય સુખના સ્વાદને ચાખીશ! માન! માન! હજી પણ મારૂં કહ્યું માન! મારૂં માનવામાં માલ છે. તારો ખોટો ખ્યાલ છે, કે અન્યની સાથે જોડાવાથી તું સુખી થશે! જ્યાં સુધી હું આ દુનિયામાં જીવતો હોઇશ ત્યાં સુધી તો હું તને બીજાની સાથે બેઠેલી જોઇ શકીશ નહિ!"

"મ્હારે કોઇની પણ સાથે લગ્ન કરવું હશે તો ને?"

"જ્યારે કોઇની સાથે લગ્ન કરવું નથી, તો પછી મારી સાથે રહેવામાં તને શું હરકત છે?"

"તે મારી મરજીની વાત છે! તું ખૂની છે!"

"હું તને ફરીથી પૂછુછું કે તું મારી સાથે રહેશે કે નહિ?"

"ના! ના! એક વાર નહિ ને હજાર વાર નહિ! ના તે નાજ."

વિકટ હાસ્ય કરતાં તે પુરૂષે જણાવ્યું, "એમ કે? બે દિવસ પહેલાં તો તું મને અત્યંત ચહાતી હતી, મારી સાથે અડોઅડ આવી બેસતી હતી, તારા કોમળ કર વડે મારા હાથ પકડી રહેતી હતી, મારા મુખનું અવલોકન કરી વારંવાર સ્મિત હાસ્ય કરતી હતી, મેં તને આલિંગન આપ્યું હતું, ચુંબન લેવરાવવા માટે તેં તારૂં મુખ મારા મુખપર્યંત ઉંચું કર્યું હતું! એ બધું શું તું ભૂલી ગઇ કે?"

પુરૂષનાં વચનો સાંભળી લજ્જા પામતાં રમણિનું મુખ લાલચોળ બની ગયું. તેણે જણાવ્યું, "હા! તે વાત ખરી છે! પરંતુ તમને હું ચહાતી હતી, એ વાત તદ્દન ખોટી છે! મારા પ્રાણ જેને અત્યંત પ્રિય છે, તેનેજ હું ચાહું છું. મારો તે પ્રાણથી પ્રિય પુરૂષ અતિશય સુસ્વરૂપ અને સુંદર છે! તેનું હૃદય પરમ સુંદર અને સ્વચ્છ છે! કિન્તુ તમારૂં હૃદય તેવું નિર્મળ નથી! તેનું હૃદય પરમ પવિત્ર

છે, માટેજ તેને હું ચાહું છું ! તેજ મને પ્રાણ કરતાં અધીક વહાલો લાગે છે ! તમને હું ચહાતી નથી ! ”

પુરૂષે હાસ્ય કરતાં કરતાં ઉત્તર આપ્યો, “ તું શું બોલે છે ! તેં મને ચુંબન કરેલું છે ! મેં તને ચુંબન આપેલું છે ! તેં મારી સાથે શયન કર્યું છે ! તેં તારા ઓષ્ઠ મારા ઓષ્ઠને અર્પણ કર્યા છે, તેનું તને કાંઈ ભાન છે ? ”

હાથ વડે હાથને મર્દન કરતાં તે રમણિએ જણાવ્યું, “ કોઇ પણ સમયે મેં તને ચુંબન આપ્યું નથી, તેમ તેં મને ચુંબન કરેલું પણ નથી ! કયારે પણ મેં તારી સાથે શયન કરેલું નથી ! કયારે પણ હું તને ચહાતી નહોતી ! ભલે ! તું તારી પોતાની મેળે ગમે તે બોલે અગર કહે તેની મને પરવા નથી ! હું તને મારા મનથી ધિક્કારૂં છું ! તને નજરે જોતાંજ મારા મનમાં તિરસ્કારની લાગણી પ્રગટ થાય છે !

રમણિનાં તિરસ્કારથી ભરેલાં વાકયો સાંભળી પેલા પુરૂષના મુખપર ક્રોધનાં લક્ષણો પ્રદર્શિત થવા લાગ્યાં, તેણે કહ્યું, “ ખબરદાર ! યાદ રાખજે ! તું મારી વિવાહીતા સ્ત્રી છે ! જે સમયે હું ઇચ્છા કરીશ તેજ વખતે હું તને વિવાહીતા સ્ત્રીની માફક મારા ઘરની અંદર લઇ જઇ રાખી શકીશ ! ”

તરૂણીના મનમાં ભીતિ ઉત્પન થઇ. તેના હૃદયમાં અતિશય પીડા થવા લાગી; પરંતુ તેનું શરીર કંપાયમાન થયું નહિ. તેણે બહુજ શાન્તપણે ઉત્તર આપ્યો, “ તને ખબર છે કે કોઇપણ પુરૂષ કોઇપણ સ્ત્રીને બલજોરી વડે પોતાના ઘરમાં લઇ જઇ શકતો નથી ! વિવાહીતા હોય તથાપિ પણ તેનું જોર ચાલી શકતું નથી ! રાજ્યના કાયદા મારૂં રક્ષણ કરનાર છે ! મારૂં જે કાંઇ છે તે સઘળું લઇને હું હમણાંજ ચાલી જવા ધારૂં તો ચાલી જઇ શકું તેમ છું, તારાથી કાંઇ પણ મને કરી શકાય તેમ નથી ! પરંતુ જે કાંઇ પૈસા મારી

પાસે છે, તે તારે જોઈતા હોય તો તારે ઘેરજ છે તે લે, પણ તું મને મેળવવાની જે આશા રાખે છે, તે તારી આશા ફળશે નહિ !"

"ત્યારે શું તું ફરીથી આવશે નહિ ? જે કાંઈ તારૂં પોતાનું છે તે શું તારે લઇ જવું નથી ?"

"ના ! તે પણ મારે જોઇતું નથી !"

પુરૂષે તેને અનેક ગાળો ભાંડતાં કઠોર સ્વરે કહ્યું, "ત્યારે તું હવે અહિયાં શું કરશે ?"

"જે બાબતની તારે જરૂર નથી, તે બાબત તારે શા માટે પૂછવી પડે છે ? તારે મારે કોઇપણ પ્રકારનો સંબંધ નથી ! તું મારો કાંઈજ સગો નથી ! આજથી તારે અને મારે હમેશને માટેની જુદાઇ છે !"

યુવતિની સન્મુખ કેટલોક આગળ વધી તે પુરૂષ અત્યંત તૃષાતુર નયને તેના મુખનું નિરીક્ષણ કરતો કરતો કહેવા લાગ્યો, "પરમેશ્વરને સાક્ષી રાખીને કહું છું કે, તું મને બહુજ પ્રિય લાગે છે !"

તેનાથી થોડી દૂર ખસી જઇને તે યુવતિએ ક્રોધાતુર સ્વરે જવાબ આપ્યો, "હું પણ પ્રતિજ્ઞાપૂર્વક ઇશ્વર સાખે સાચું કહું છું કે, "પ્રેમ કોને કહેવામાં આવે છે તે તું બિલકુલ જાણતો નથી ! ખબરદાર !! મને સ્પર્શ કરીશ નહિ ! સ્પર્શ કરવાનું સાહસ કર્યું, તો તારી વાત તું જાણગો !"

અટ્ટહાસ્ય કરતાં કરતાં પુરૂષે તેનો રમણિને ઉત્તર આપ્યો, "ભલે ! હું તને સ્પર્શ કરવા માગતો નથી ! તને તારાં કૃત્યનો બદલો આપવા માગું છું ! તારાં નાક કાન કાપી લઇ કુરૂપા બનાવવા માગું છું ! પછી તું નગરમાં જા કે નરકમાં જા તેની મને કાંઇપણ દરકાર નથી !"

તરતજ તે યુવક કુમારિકા તરફ પોતાના ખીસ્સામાંથી એક તીક્ષ્ણ ધારવાળું ચપ્પુ બહાર કહાડી દોડયો. કુમારિકા તેને પોતાના તરફ ધસી આવતો જોઇ બૂમો મારવા લાગી:—

" અરે કોઇ બચાવો ! બચાવો ! આ અબળાની વ્હારે ધાઓ ! આ દુષ્ટ મને મારી નાંખે છે ! મારી નાંખે છે !"

એકાએક એક બીજો યુવક પોતાના હાથમાં પિસ્તોલ લઇ દોડી આવ્યો. ( જુઓ ચિત્ર ૧ લું. ) તેણે પિસ્તોલનો એક બહાર કોઇને પણ અડચણ ન કરે તેવી રીતે કર્યો; અને કહેવા લાગ્યો, " ખબરદાર ! દૂર ઉભો રહે ! સહજ પણ આગળ વધી જો એ બાળાને કાંઈ પણ ઇજા કરી તો તને પૂરો કરીશ ! બાળા ! બ્હીશો નહિ ! એ દુષ્ટથી ડરશો નહિ ! હું તમારૂં પ્રાણાન્તે પણ રક્ષણ કરીશ !"

કુમારિકાએ તેના કહેવાનો કાંઈ પણ ઉત્તર આપ્યો નહિ ! તે એકી નજરે પોતાને સહાય કરનાર તરફ જોઈ રહી.

આગંતુકે પેલા ઉભેલા યુવકને ઉદ્દેશીને કહ્યું, " જો જીવવાની આશા હોય તો અહિંથી ચાલ્યા જાઓ ! મારે તમને મારી નાંખવા એવો વિચાર નથી ! જો તેમ નહિ તો સ્હામા થાઓ."

" ઠીક છે ! આ એક વખત સિંહનો શિકાર શિયાળવું લઇ જશે ! હાલ તો હું જાઉં છું ! ફરીની વાત ફરીથી છે !" પેહેલાં આવેલો યુવક ચાલતો થયો. તેને ગયેલો જોઇ નવિન યુવકે તે કુમારિકાને પૂછ્યું, " કુમારી ! તમને કોઇ પણ પ્રકારની હરકત ન હોય તો મારી સાથે શહેરમાં ચાલો ! હું તમને રહેવાની યોગ્ય વ્યવસ્થા કરી આપીશ !"

કુમારીકાએ કાંઇપણ ઉત્તર આપ્યો નહિ, પરંતુ નવિન યુવકની પાછળ પાછળ શહેર તરફ ચાલી.





એકાએક એક બીજો યુવક પોતાના હાથમાં પિસ્તોલ લઈ દોડી આવ્યો તેણે પિસ્તોલનો એક પ્રહાર કર્યો. જુઓ ચિત્ર ૧ લું.

## પ્રકરણ ૪ થું.

### સ્વપ્ન કે સાચું ?

કુમારિકાને કાળના મૂખમાંથી બચાવી નવિન યુવક જંગલમાંથી નગરની અંદર લઇ આવ્યો. આ નવિન યુવક બીજો કોઇજ નહિ પણ આપણો પરિચિત યુવક કાન્તિલાલ હતો. તેણે નગરમાં પેસતાં કુમારિકાને પૂછ્યું, "તમારે કોઇ સગું સંબંધી આ શહેરમાં છે ? જો હોય તો હું તમને ત્યાં પહોંચાડવાનો પ્રયત્ન કરૂં ?"

કુમારિકાએ જવાબ આપ્યો, "ના ! મારે સગું સંબંધી કોઈ પણ નથી !"

"ત્યારે તમારો કયાં જવાનો વિચાર છે ? હરકત ના હોય તો મારી સાથે ચાલો."

"જ્યાં ઇશ્વર લઈ જશે ત્યાં જઇશ ! મારાથી તમારી સાથે આવી શકાય તેમ નથી !"

"તમને અસહાય જોઈ, એ પાપી ફરીથી પજવવાનો પ્રયત્ન કરશે !"

"ત્યારની વાત ત્યારે છે ! એક વખત ઇશ્વરે દયા લાવી બચાવવા તમને મદદે મોકલ્યા હતા, તે શું બીજી વખતે બીજો સહાયક નહિ મોકલે ?"

"ત્યારે તમે કયાં જશો ?"

"શેહેરમાં ગમે ત્યાં રેહેવાની જોગવાઈ કરી લઇશ !"

"ભલે ! ત્યારે તમારી મરજી ! હું જાઉં છું !"

"હા ! જાઓ આપનો મહદ્ ઉપકાર થયો છે !"

"મેં એમાં કાંઇ અધિક કર્યું નથી કે જેથી મારો ઉપકાર મા-

નવા જેવું હોય. મેં મારો ધર્મ બજાવ્યો છે." કુમારિકાને રસ્તામાં મૂકી કાન્તિલાલ પોતાને ઘેર ચાલ્યો ગયો. તે બનાવ પછીના ચાર પાંચ દિવસ કાંઈ પણ વિઘ્ન સિવાય ચાલ્યા ગયા. કાન્તિલાલને રાત્રિના સમયે અનેક નઠારાં સ્વપ્નો આવતાં હતાં. ખૂનના દિવસે જે સ્ત્રીને તેણે રસ્તાની અંદર પકડી હતી, જે સ્ત્રીને જંગલમાં દુષ્ટના હાથમાંથી બચાવી હતી, તેજ સ્ત્રીને તે હંમેશાં પોતાના ઘરમાં રાત્રિના સમયે ફરતી જોવા લાગ્યો. તેજ મૂર્ખને તે વારંવાર નિહાળવા લાગ્યો. કામ તેને કાળ રૂપ થઇ પડયું. કોઇ પણ રીતે મનની સ્થિરતા થતી નહોતી! વારંવાર મન અનેક પ્રયત્નો કરવા છતાં અસ્થિર બની જતું. દિવસના સમયે કોઈ પણ પ્રકારનો ઉત્પાત દેખાતો નહિ હોવાથી તે પોતાનું કાર્ય નિશ્ચિંતપણે કરી શકતો હતો.

એક દિવસ પ્રાતઃકાળના સમયે તે કેટલાક કાગળ પત્રો વાંચતો બેઠો હતો. તેના નામે અનેક પત્રો આવતા, તેજ પ્રમાણે આજે પણ આવેલાં હતાં! તેમાંનો એક પત્ર તેની બ્હેનનો લખેલો હતો. તે પત્રને બહુજ આતુરતાપૂર્વક અવલોકન કરતો તે વાંચવા લાગ્યો.

કાન્તિલાલનું ઘર અચળગઢની અંદર હતું. અચળગઢ વિચિત્રપુરનો લગભગ ઘણેક દૂરનો વિભાગ હતો. તે પોતે શહેરની બહારના વિભાગમાં કેટલેક દૂર આવેલા એક બંગલાની અંદર રહેતો હતો. ઘર આગળ તેની માતા, બ્હેન, બ્હેનનો પતિ અને નોકર ચાકરો રહેતાં હતાં. બ્હેન રોગથી અશક્ત બની ગયેલી હોવાથી તે ઉઠી શકતી નહોતી, કાન્તિલાલની બ્હેનને એક પુત્ર તથા એક પુત્રી હતી. પુત્રનું નામ કુંદનલાલ અને કન્યાનું નામ કમળાકુમારી રાખવામાં આવેલું હતું. બ્હેનનું નામ શુશિલા હતું. તેના બનેવીનું નામ મહેન્દ્રલાલ હતું. આજે પોતાની બ્હેન શુશિલાએ પત્રમાં લખ્યું હતું કેઃ—

" પ્રિય ભ્રાતા !

ઘણા દિવસ થયાં મેં તમને નથી જોયા માટે મારૂં મન બહુજ અધીરૂં બની ગયું છે! આશા છે કે તમે એક વખત ઘર આગળ જરૂર આવી જશો! જો અવકાશ હોય તો કાલેજ આવી જશો! બન્ને બાળકો આનંદમાં છે! તેમની તબિયત હવે બહુજ સારી થઇ છે! તેમને શિક્ષણ આપવાને જે બાઇને રાખવામાં આવેલી હતી, તેને રજા આપવામાં આવેલી છે! દાક્તર હરિરાયે એક બીજી શિક્ષિકાની ભલામણ કરી છે, તે હંમેશાં આવીને બાળકોને શિક્ષણ આપે છે! તેનું નામ કુમારી પ્રિયમતિ પુરોહિત છે! દેખીતી પરમ સ્વરૂપવાન છે! તમે તેને જોશો કે તરતજ તમને તેના ઉપર પ્રેમ ઉત્પન્ન થાય તેવી છે! પરંતુ મારી ખાસ ભલામણ છે કે તેને જોઈ, તેની સાથે વિવાહ કરવાની ઇચ્છા કરશો નહિ! નવિન શિક્ષિકા, દિવ્ય અને શુશિલા છે. ન્હાનાં ન્હાનાં બાળકોને પોતાને વશ કરવાનો તેનામાં મહત્ ગુણ છે! તેણે મારાં તોફાની બાળકોને બહુજ શુશિલ અને શાન્ત બનાવી દીધાં છે! તેઓ પણ તેના તરફ બહુજ ભક્તિભાવ રાખે છે! આપણી માતાનો તે નવી શિક્ષિકા ઉપર બહુજ પ્રેમ છે! હું તથા મારા સ્વામિ તેનાથી સંતુષ્ઠ છીએ! અમને આશા છે કે તમે પણ તેને જોઇ સંતુષ્ઠ થશોજ! પરંતુ ખાસ જણાવું છું કે, તમે તેના તરફ કદી પણ પ્રેમની દૃષ્ટે જોતા નહિ!

મારી તબિયત જરા જરા સારી છે! કમળા કુમારીએ તમને લખી જણાવવા સૂચવેલું છે કે, કાલે તેનો જન્મ દિવસ છે માટે અવશ્ય આવજો! કુંદને પોતાને માટે કોઇ પણ સારી વસ્તુ લઇ આવવા જણાવ્યું છે! પણ હાલમાં તેને માટે કાંઇજ લાવશો નહિ!

લી.

તમારી બ્હેન સુશિલાની

સઃપ્રેમ—આશીષ."

પત્ર વાંચી કાન્તિલાલને એકાએક હસવું આવ્યું. અન્ય વ્યકિત પ્રતિ પોતાના ભાઇનું પ્રેમભાવે અવલોકવું બ્હેનને અસહ્ય થઇ પડેલું જોઇ તેના મનમાં અતિશય આશ્ચર્ય ઉત્પન્ન થયું. વારંવાર તેજ શબ્દોનું સ્મર્ણ કરી તે હસવા લાગ્યો. તે દિવસે પ્રાતઃકાળમાં તેને અતિશય કાર્ય હતું, તેથી કામ આટોપી અગીઆર વાગતાંના સુમારે તેણે બહાર નિકળવાનો વિચાર રાખ્યો. દિવસના સમયે વિચિત્રપુરની હોટલોમાં વધુ માણસોનો જવર અવર થતો નહિ, કિન્તુ રાત્રિના અગીઆર વાગેથી તે વાહાણું વાતાં સુધી અનેક માણસોની મીજલસો ત્યાં એકત્ર થતી હતી. કાન્તિલાલ જતાં જતાં તરસ લાગવાથી એક હોટલ આગળના કમ્પાઉન્ડમાં પેઠો. ત્યાં બેઠે બહુ વાર થઇ નહિ એટલામાં એક માણસે તેની પાસે આવી પૂછ્યું " જે માણસનું ખૂન થયેલું છે તેની બ્હેન અહિંયાં આવી છે કે નહિ તે તમારા જાણવામાં છે ? "

કાન્તિલાલે તેને જવાબ આપ્યો, " તેની મને ખબર નથી ! તમારે કેમ પૂછવું પડે છે ? એનું તમારે શું કામ છે ? "

આવેલા મણુસે ઉત્તર આપ્યો, " આવી હોય તો ઠીક ! તેની પાસે અસંખ્ય લક્ષ્મી છે; તેને લાવવા માટે તમે તેના વકીલને ભલામણ કરો. તેમાં તમને પણ લાભ છે ! જો તમને તે યુક્તિ મળી, આવે તો જરૂર તમે તેને મારી પાસે લઇ આવજો ! "

" તમારે તેનું શું કામ છે તે જણાવો તો હું કાંઇ કરી શકું ! "

" જે સ્ત્રીઓ પાસે અસંખ્ય દોલત હોય છે, તેઓની સાથે વાત કરવામાં મને બહુજ આનંદ આવે છે ! હવે હું હંમેશાં રાત્રે બહારને બહાર મદિરા પીને કંટાળી ગયો છું ! આ બધા આમોદ પ્રમોદો પણ હવે મને સારા લાગતા નથી ! જેથી હવે એકાદ એવી શ્રીમંત સ્ત્રીને સાથે લઇ નિર્જન સ્થળે વાસ કરવાની પ્રબળ ઇચ્છા

થઇ છે ! ”

આવેલા મનુષ્યની ઉમ્મર લગભગ ત્રીશેક વર્ષની હતી. છતાં રાત્રિના સતત ઉજાગરા, મદ્યપાન, અને ગણિકાઓના સહવાસથી તેની ઉમ્મર તેથી પણ દોઢી હોય તેવું લાગતું હતું. તેની પોતાની પાસે પૈસા નહિ હોવાથી તે હંમેશાં પારકા પૈસાથી પરમાનંદ મેળવવાનાં સાધનો શોધ્યા કરતો હતો. કેટલીક વખત સ્ત્રીઓની દલાલી કરતો, જુગાર ખેલતો, ઘોડદોડની સરતોમાં જતો, અને તે સિવાયનાં તેવાજ પ્રકારનાં અનેક નિંદનિય કાર્યો કરી તે પોતાનું ઉદર ભરતો હતો. તે પોતે સર્વભક્ષી હતો; નિચવૃત્તિમાં નિત્ય રમનાર હતો, છતાં એકાદ ધનવાન યુવતિનો હાથ મેળવવાને હંમેશાં અતિશય આતુર રહેતો હતો. તેની વાત સાંભળી કાન્તિલાલને હસવું આવ્યા સિવાય રહ્યું નહીં. તેણે હસતાં હસતાં આવેલ વ્યક્તિને પૂછ્યું, “ મને લાગે છે કે તે યુવતિ તમને જોતાંની સાથેજ તમારી સાથે વિવાહ કરવાને માટે એક પગે થઇ રહેશે ખરુંને ? ”

“ બધી સ્ત્રીઓ કાંઇ વિવાહ કરવાનું ચહાતી નથી, પણ પુરૂષ જોઇનેજ પસંદ કરી લે છે. જે સ્ત્રીની વાત હું તમને જણાવું છું તેની પાસે જો અસંખ્ય દોલત હશે તો તે વધારે દોલતને ચહાશે નહિ. મારી પાસે તે છે પણ નહિ, પરંતુ પુરૂષનામાં જે કાંઇ સારા ગુણોની ખાણ જોઇએ, તે સઘળા મારામાં છે ! પુરૂષ જેવો સર્વ સુંદર હોવો જોઇએ તેવો હું પરમ સુંદર છું. તમે જો તેને—”

વાત કરતાં કરતાં તેણે એક બ્રાન્ડીનો ગ્લાસ હાથમાં લીધો અને ખાલી કરી બાજુએ મૂક્યો અને ત્યાંથી ઉઠી બીજી બાજુએ ચાલ્યો. કાન્તિલાલ પણ ત્યાંથી ઉતાવળે પગલે બહાર આવ્યો.

શ્રી. કાન્તિલાલ તે હોટલમાંથી બહાર નિકળી, “ ધુમકેતુ ” પત્રની ઓફીસમાં ગયો. પત્રના સંપાદકની સાથે મળી જે કાંઇ ઉપ-

યોગી વાતચીત કરવાની હતી તે કરી, તરતજ પાછો વળ્યો, અને પોતાના રેહેવાના બંગલામાં જઇ બાકીનું કામ આટોપવા લાગ્યો. તે દિવસે રાત્રે હંમેશ પ્રમાણે તે સ્ત્રીનું મુખ તેના જોવામાં આવ્યું નહિ ! જેથી નિર્વિઘ્ને લખવા વાંચવાનું કામ સંપૂર્ણ કરી લખેલી કોપીઓ "ધુમકેતુ" પત્રની ઓફીસમાં મોકલાવી દીધી, અને પોતાના ઘર તરફ જવાને કપડાં પેહેરી બહાર નિકળ્યો.

રસ્તાની અંદર ગ્યાસની બત્તિઓ પૂર પ્રકાશ આપી રહી હતી, તેમજ રસ્તાપરનાં ઘરોમાં પણ બત્તિઓ બળતી હતી. કાન્તિલાલ સૃષ્ટિ-સૌંદર્યનું નિરીક્ષણ કરી પોતાના મનમાં આનંદ પામતો પામતો આગળ ચાલ્યો. થોડેક દૂર ચાલ્યો હશે, એટલામાં તેજ સ્થળે, તેજ સમયે, તે સ્ત્રીનું મુખ તેના જોવામાં આવ્યું. તે પોતાને બોલાવવા માટે હાંકો મારતી હોય તેવું સમજાયું, કિન્તુ એ તરફ નજર નહિ કરતાં તે આગળ ચાલવા લાગ્યો અને એક ભાડાની ગાડી કરી રેલ્વેના સ્ટેશન તરફ વળ્યો. રેલ ગાડીની અંદર પણ તેજ રમણિનું મુખ સાથે સાથે ચાલ્યું આવતું હોય તેમ તેને જણાવા લાગ્યું.

જે દિવસે કાન્તિલાલની બ્હેન શુશિલાએ તેને પત્ર લખ્યો, તે દિવસે કુમારી પ્રિયમતિ તેના ઘરમાં હતી. કારણ કે કાન્તિલાલની માતાએ તેને પોતાનાજ ઘરમાં ખાવા પીવાનો ને રહેવાનો બંદોબસ્ત કરી આપી તેને સારી રીતે રાખવા માટે આશ્વાસન આપ્યું હતું. વધુમાં કાન્તિલાલની માતાએ કુમારી પ્રિયમતિને જણાવ્યું હતું કે, "ઘરમાં મારા જમાઇ રહે છે તેની સ્હામે તમારે કદી પણ નજર કરવી નહિ; કેમકે પેહેલાં આ ઘરમાં જે શિક્ષિકાને રાખવામાં આવેલી હતી, તેને પણ એજ દોષને લીધે અહીંથી રજા આપવામાં આવી છે !"

કુમારી પ્રિયમતિએ જવાબમાં જણાવ્યું હતું કે, "એ માટે આપે મને શિખવવું પડશે નહિ; તે સંબંધમાં હું બહુજ સાવધ રહું છું !"

કાન્તિલાલનું ઘર આપણે આગળ જણાવી ગયા છીએ તેમ વિચિત્રપુરના અચળગઢના એક વિલાસપુરા નામના ત્રિભાગમાં હતું. કાન્તિલાલ ત્યાં સંધ્યાકાળ પછી સાતેક ઘડી રાત્રિ જતાં આવી પહોંચ્યો.

## પ્રકરણ ૫ મું.

### જ્યાં જઇએ ત્યાં આગળના આગળ.

રાત્રિના એક વાગ્યાને સુમારે કાન્તિલાલ પોતાનું મૂળ ઘર, કે જ્યાં પોતાની બ્હેન શુશિલા વગેરે રહેતાં હતાં, ત્યાં આવી પહોંચ્યો. ઘરનું બારણું અંદરની બાજુએથી બંધ હોવાથી કાન્તિલાલે તે ઉઘડાવવા માટે એક બે વખત બારણું ખખડાવ્યું, પણ કોઇએ ઉત્તર નહિ આપવાથી ત્રીજી વખત બારણા ઉપર હાથ ઠોકયો. તે વખતે અંદરની બાજુએથી એક બાળક અને એક બાલિકા બારણા આગળ દોડી આવ્યાં, અને તેમણે બારણાની સાંકળ ઉઘાડી. બારણું ઉઘડતાંજ કાન્તિલાલને સ્હામે ઉભેલો જોઇ બન્ને બાળકો આનંદમાં તાલીઓ પાડતાં બોલી ઉઠયાં, " મા ! મામા આવ્યા છે ! મામા આવ્યા છે ! એ તો કંઇ કંઇ લાવ્યા છે ! કંઇ કંઈ લાવ્યા છે ! "

બાલિકાએ કાન્તિલાલના મૂખ સ્હામું જોઇ હસતાં હસતાં કહ્યું, " મામા ! આજે મારો જન્મ દિવસ છે તે શું તમે જાણતા નહોતા ? "

સ્મિત હાસ્ય કરતાં કાન્તિલાલે જવાબ આપ્યો, " જાણું છું કે બ્હેન ! આજે તારો જન્મ દિવસ છે ! તારા ભાઇનો જન્મ દિવસ પણ આજેજ છે ? તમે બન્નેનો એકજ દિવસે જન્મ થયો છે ! " એ પ્રમાણે બોલતો બોલતો પોતે આણેલી મીઠાઇ બન્નેના હાથમાં

મૂકતો ઘરની અંદર આગળ વધ્યો.

મીઠાઈ મળવાથી આનંદમાં આવી નાચતાં નાચતાં તે બાળકોએ કહ્યું, " મામા ! અમારે માટે એક નવિન મહેતીજી રાખવામાં આવેલાં છે ! આજે ગમ્મત અને જમવાનું ઠરાવ્યું છે તે વખતે તે તમને મળશે ! "

કાન્તિલાલે તેમને કહ્યું, " ઠીક ! ચાલો ઘરમાં જઈએ ! અંદર જઈ બેસીને પછી તમારી બન્નેની વાતો સાંભળીશું ! " એમ કહી તે અંદરની બાજુએ જવા લાગ્યો. કુદતાં કુદતાં બાળકો પણ તેની સાથે સાથે ઘરમાં ચાલ્યાં !

ઘરની અંદર પ્રવેશ કરી કાન્તિલાલે પ્રથમ પોતાની માતાને પ્રણામ કર્યા. ત્યાં પુત્રવત્સલ સ્નેહમયી જનનીએ અતિશય પ્રેમપૂર્વક પોતાના પુત્રના મુખનું ચુંબન કર્યું. માતાને મળી કાન્તિલાલ પોતાની બ્હેન જે ઓરડાની અંદર હતી તે ઓરડા તરફ ચાલ્યો. બાળકો પણ તેની સાથે સાથે પોતાની માતાના ઓરડામાં ગયાં ઘણા દિવસે પોતાના ભાઇને આવેલો જોઇ બ્હેનના ઉદાસી મુખપર આનંદનું સ્મિત હાસ્ય પ્રકટી નિકળ્યું. કાન્તિલાલ બ્હેનના પલંગ પાસે પડેલી એક ખુરસી પર બેઠો, અને બ્હેનના મુખના સ્હામું જોતો તેની ખબર પૂછવા લાગ્યો. " બ્હેન ! હવે તબિયત કેવી રહે છે ? "

સુશિલાએ પ્રત્યુત્તર આપ્યો, " ભાઇ ! બચ્યાં છીએ એટલું બસ છે ! બીજું શું ? તમે તો સારા છો ને ? તબિયત તો સારી છે ને ? તમે આનંદમાં હો એટલે મને હંમેશાં આનંદજ છે ! ભાઇ ! નવિનમાં બાળકોને માટે એક નવી મેહેતીજી રાખી છે. જે વાત મેં તમને મારા કાગળમાં પણ જણાવી છે ! અત્યારે તમને તેની મુલાકાત થશે ! આજે આપણે સર્વને સાથેજ ભોજન લેવાનું છે ! મેં તમને પત્રમાં લખેલી સૂચના તો બરાબર ધ્યાનમાં છે ને ? "

હાસ્ય કરતાં કરતાં કાન્તિલાલે જવાબ આપ્યો, " બ્હેન ! તમે મને શરમ ઉત્પન્ન થાય તેવી વાત કરો છો. તમારૂં કહેવું હું સમજું છું ! એ બાબતમાં તમારે મને ચેતાવવાની કાંઈ પણ જરૂર નથી ! હંમેશાં હું બહુજ સાવધાન રહું છું ! "

એ સિવાય બીજી પણ ભાઈ બ્હેનની વચ્ચે કેટલીક વાતો થઇ. ત્યાર પછી કમળાએ કહ્યું, " મામા ! તમે બહુ થાકેલા હશો ! વ્હેલું ખાધું હશે એટલે મોડું થવાથી ભૂખ લાગી હશે ! માટે ચાલો આપણે જમી લઇએ ! ખાવાનું પણ સઘળું તૈયાર થઇ ગયેલું છે ! બહારનું કોઈ માણસ આવનાર નથી કે જેથી આપણને તેની રાહ જોવાની જરૂર પડે. આપણે ઘરનાંજ જમનાર છીએ ! "

કિંચિત હાસ્ય અને વિસ્મયતાપૂર્વક કાન્તિલાલે તેને પૂછયું, " ત્યારે શું કુંદને કહ્યું હતું કે આજ આપણે ત્યાં બહુ માણસો આવનાર છે એ વાત ખોટી ? "

હસતાં હસતાં બાલિકાએ ઉત્તર આપ્યો, કુન્દને ? આહ ! ભાઇની એકે વાત સાચી માનવા જેવી નથી. એ વળી કયારે કોઈ દિવસ સાચું બોલે છે ? જ્યારે ત્યારે ખોટી ખોટી વાતો કહી અમને બધાંને સતાવે છે ! તેની કોઈપણ વાત ઉપર વિશ્વાસ કરશો નહિ ! આજે આપણે કોઇને પણ આમંત્રણ કર્યાં નથી ! "

આ વાત ચાલતી હતી એટલામાં ત્યાં આગળ કાન્તિલાલની બ્હેન સુશિલાનો સ્વામિ મહેન્દ્રલાલ આવી પહોંચ્યો. તેણે આવતાંની સાથેજ કાન્તિલાલને જોઈ હાસ્ય કરતાં કહ્યું, " કેમ સાહેબ ! કેમ છે ? તમારી કાળી કલમનો દોર કેવો ચાલે છે ? હંમેશાં કાળી કલમ હાથમાં લઈ મશગુલજ રહેવું ? હંમેશાં એનું એજ ચલાવવું ? તમે તો બહુ ભારે માણસ કહેવાઓ ! " ધુમકેતુ " પત્રની અંદર હમેશાં હું તમારા લેખો આવેલાજ જોઉં છું ! લખવાની શૈલી જોતાંની સા-

થેજ હું તમારૂં લખાણુ ઓળખી કાઢું છું !"

" મારા લેખ ગમે તેવા ખરાબ તમને લાગતા હશે, પરંતુ અમારા સંપાદક સાહેબ તો તે ઉપર ફીદા રહે છે !"

" ના ! ના ! હું તે ખરાબ આવે છે એમ કહેતો નથી ! તમારા લેખો તો બહુજ સરસ લખાય છે ! પરંતુ એક વાત તમે જાણો છો ? ભાષાની અંદર વાકયરચના–સંકલનાની એક પ્રકારની પદ્ધતિ છે. તે પદ્ધતિને અનુસરી જે કાંઇ લેખો લખાય છે તે સઘળા લેખો બહુજ વાંચવા યોગ્ય અને રમ્ય લાગે છે. જેઓ સામાન્ય રીતે એ પદ્ધતિને અનુસરી હંમેશાં પોતાનું કામ કરે છે, તેઓના લેખો ઓળખી કાઢવા બહુજ સરલ પડે છે. તમે તે પદ્ધતિને જાણો છો, અને તેજ પ્રમાણે ચાલો છો, તેથીજ નજરે પડતાંની સાથે તમારા લેખોને હું ઓળખી શકું છું !" તેણે પોતાની પત્નીના સામું જોઇ પૂછ્યું, " કુમારી પ્રિયમતિ કયાં છે ? ' ઓરડાના દ્વાર તરફ નજર નાંખતાંની સાથેજ તે આનંદ સહિત બોલી ઉઠયો, " ઓહો ! લ્યો, એઓ આ આવ્યાં ! તે અહીંજ આવે છે !"

કાન્તિલાલે તેના કહેવા પરથી ઓરડાનાં દ્વાર સામી નજર કરી. એક કાળાં કપડાંમાં સજ્જ થયેલી મ્લાન વદન અને નમ્ર દૃષ્ટિવાળી અપૂર્વ સુંદરી–યુવતિ ધીમે પગલે અંદર આવતી જોવામાં આવી.

આવેલી યુવતિજ બાળકોને શિક્ષણ આપનાર નવિન શિક્ષિકા હતી. તેનું નામ કુમારી પ્રિયમતિ હતું. તે યુવતિ ધીમે ધીમે ઓરડાની અંદર આવી, શુશિલાના પલંગની બાજુપર પડેલી એક ખૂરસી પર બેઠી. કાન્તિલાલ તેના મુખ સ્હામું વારંવાર જોવા લાગ્યો. તેને જોતાં જોતાં તેના અંતરમાં અતિશય આશ્ચર્ય ઉત્પન્ન થવા લાગ્યું. જે મુખ તે હંમેશાં રાત્રિના સમયે જોતાં ભય પામતો હતો, તેજ મુખ આજે તેની સમક્ષ તાદ્રશ્ય જીવન્ મૂર્તિ સમાન દેખાવા લાગ્યું ! એનાં

એજ મ્હોટાં મ્હોટાં તેજસ્વી નેત્રો જોતાં તેનું મન અસ્થિર બની ગયું. ખુનના દિવસે રાત્રે રાજમહેલના રસ્તા ઉપર જે સ્ત્રીને જોઇ હતી તથા જેને જંગલની અંદર દુષ્ટના પંજામાંથી બચાવી હતી તેજ સ્ત્રી અત્યારે પોતાની સ્હામે બેઠેલી હોય એમ તેને સમજાયું ! ”

યુવતિએ જો કે આ વખતે કાળો પોશાક પહેરેલો હતો અને જે દિવસે રાત્રે તે પોતાને રસ્તા ઉપર મળી તે વખતે તેમજ જંગલમાં સફેદ વસ્ત્રો પહેરેલાં હતાં તે સિવાય તેની અંદર કાંઇ પણ ફેરફાર કાન્તિલાલની નજરે દેખાયો નહિ !

શુશિલાએ બન્નેનું એક બીજાની સાથે ઓળખાણ કરાવ્યું. પ્રિયમતિએ કાન્તિલાલના મૂખ સ્હામું જોઇ સ્મીત હાસ્ય કર્યું; પરંતુ કાન્તિલાલના અંતરમાં હાસ્યથી તેનો પ્રત્યુત્તર આપવા જેટલી સત્તા રહેલી નહોતી. તેના હૃદયની અંદર મહાન્ સંદેહ રૂપી તરંગો ક્રીડા કરી રહ્યા હતા. તેણે પોતાના મનની સાથેજ નિશ્ચય કર્યો, “ એજ એ રમણિ ! એજ મુખ ! ફેરફાર માત્ર એટલોજ દેખાવ છે કે સફેત વસ્ત્રોને બદલે કાળાં વસ્ત્રો તેણે આ વખતે ધારણ કર્યાં છે ! તે વસ્ત્રો ઉપર લોહીના છાંટાઓ હતા; આ વસ્ત્રો ઉપર તે ડાઘ જોવામાં આવતા નથી ! અત્યારે તેના હાથમાં પેલું કાળા હાથાનું કારી ખંજર પણ નથી !” આ પ્રમાણે પોતાના મનની સાથે નિશ્ચય કરી કાન્તિલાલે બહારના લૌકીક રિવાજને અનુસરી કુમારી પ્રિયમતિનું કુશળ પૂછ્યું. એ સિવાય તેના મૂખમાંથી કાંઇ પણ વાત બહાર નિકળી શકી નહિ !

થોડીવાર મૌન ધારણ કરી, કુમારી પ્રિયમતિએ કાન્તિલાલને પૂછ્યું, “ કેમ સાહેબ ! આજે તો આપ બહુ દૂરથી આવ્યા હશો ? ”

સહજ વાર વિચાર કરી કાન્તિલાલે ઉત્તર આપ્યો, “ હા ! રાજમહેલ રોડ પાસેથી આવ્યો છું ! તમે તો તે રસ્તો જોયો હશે ? ”

મ્લાન અને ઉતરી ગયેલા મુખે કુમારીએ જવાબ આપ્યો,

" નહિ સાહેબ ! એ રસ્તો મેં કદી જોયો નથી ! કેવળ રસ્તો તો શું પરંતુ શેહેરમાં શું શું થાય છે, તેની પણ મને ખબર નથી ! "

કાન્તિલાલને તેના આ પ્રત્યુત્તરથી બહુજ આશ્ચર્ય ઉત્પન્ન થયું. તે તેની બુદ્ધિની તારીફ પોતાના મનમાંજ કરવા લાગ્યો. " કેવી ચાલાક છે ! નાટકની અંદર નાટકી સ્ત્રીઓ જેવી રીતના હાવભાવ અને ચાલાકીઓ વાપરે છે, તેમના કરતાં પણ આ ચતુર ચતુરાની ચાલાકી અને અભિનય કાંઇ ઓછાં ઉતરે તેવાં નથી ! "

વાંચક ! કાન્તિલાલે તે શિક્ષિકા યુવતિને બરાબર રીતે ઓળખી હતી. તેનું મુખ, તેનાં ચક્ષુ, તેની ભ્રકુટીનું ચલનવલન, સઘળું તેના મનમાં રમી રહ્યું હતું તેવુંજ આબેહુબ હતું; અને તેથીજ તેના મનમાં નિશ્ચય થયો હતો. કિન્તુ તે કુમારી પ્રિયમતિ કાન્તિલાલને ઓળખી શકી નહોતી ! આ વખતે કાન્તિલાલ પોતે વિચાર કરતો હતો કે, નરહત્યા કરી આ રાક્ષસી મારા પોતાનાજ ઘરમાં છોકરાંઓને શિક્ષણ આપવાના બ્હાને શિક્ષિકા બની ભરાઈ બેઠી છે ! પરન્તુ વધુ વખત તેને અહિં રહેવા દેવી એ કોઇ પણ પ્રકારે હિતકારક નથી ! ખૂની માણસ સારા માણસોનાં કુટુંબમાં કોઇ પ્રકારે રહેવા યોગ્ય નથી ! વળી ખૂની માણસોનું હૃદય હંમેશાં ભયથીજ ભરેલું રહે છે ! એક બે દિવસ કે દશ દિવસ એક સ્થળે છૂપાઇ રહે છે ! પુનઃ તે તે સ્થળેથી ભયને લીધે પાછું બીજે સ્થળે પંસાર થઈ જાય છે ! "

આ પ્રમાણે કાન્તિલાલ વિચાર કરતો હતો એટલામાં એક દાસીએ આવી ખબર આપી, " ખાવાનું તૈયાર થયેલું છે ! " આ અરસામાં કાન્તિલાલની માતા પણ ત્યાં આવી. પુત્રનું નામ લેઇ તેણે જણાવ્યું, " કાન્તિલાલ ! ચાલો ભાઈ ! ખાવાનું તૈયાર થયેલું છે માટે કપડાં કાઢો ! કુમારી પ્રિયમતિ ! તમે પણ ભાઇને સાથે લઈ જમવાને માટે ચાલો ! "

માતાની આજ્ઞા સાંભળી કાન્તિલાલ કુમારી પ્રિયમતિની સાથે તેનો હાથ પકડી ભોજન કરવાના ઓરડા તરફ ગયો.

જમતાં જમતાં કાન્તિલાલે કાંઇ પણ વાત કહાડી નહિ, પરંતુ તેની માતાએ કહ્યું, " કુમારી તમે કેમ કાંઇ ખાતાં નથી ? "

કુમારીએ ઉત્તર આપ્યો, " માજી ! મારી પ્રકૃતિ સારી નથી ! તેમ ભૂખ પણ જોઇએ તેવી લાગી નથી ! "

કુમારીનું તે કહેવું સાંભળી કાન્તિલાલ પોતાના મનમાં સમજી ગયો. એ પણ ઠીક વાત કહે છે કે ભૂખ નથી ! જે સ્ત્રી માણસને મારનારી છે ! મનુષ્ય—ભક્ષક છે ! તેને ભૂખ કયાંથી હોય ?

હતું પણ તેમજ ! તેવોજ દેખાવ તે પોતાની નજરે નિહાળતો હતો ! બિચારી કેવળ ભોજનના પદાર્થો તરફ જોઇ રહી હતી, કિન્તુ તેણે તેને સહજ પણ પોતાનો હાથ સુદ્ધાંત અડકાડયો નહોતો !

કાન્તિલાલને આજે ભોજન સમયે મૌન્યપણું ધારણ કરી રહેલો જોઇ તેની બ્હેન શુશિલાએ પૂછ્યું, " ભાઇ ! જયારે જ્યારે તમે આવો છો, ત્યારે ત્યારે જમતી વખતે તો અનેક અનેક વાતો કરોછો અને આજે કેમ ગુપચુપ જમ્યા કરો છો ? "

કાન્તિલાલે જવાબ આપ્યો, " બ્હેન ! આજે કોઇપણ વાત મારા મૂખપર આવતી નથી. આજે મ્હારૂં મન બહુજ અસ્થિર થઇ રહેલું છે ! છતાં તમે કહોછો તો એક વાત કહું છું, જે સાંભળી તમારા મનમાં બહુજ આશ્ચર્ય ઉત્પન્ન થશે ! હું જે મકાનમાં રહું છું તે મકાનમાં હંમેશાં એક ભૂત આવી આંટા મારે છે ! "

આ વાત સાંભળતાંની સાથેજ શુશિલા અને મહેન્દ્રલાલ બહુજ આશ્ચર્ય પામ્યાં, અને એક સાથેજ બોલી ઉઠયાં, " શું ભૂત ? ! "

કાન્તિલાલની માતા પણ તે વાત સાંભળી વિસ્મય પામી.

કુમારી પ્રિયમતિ કાંઇ પણ બોલી ચાલી નહિ, પરંતુ મૌન્યપણું

ધારણ કરીનેજ બેસી રહી.

કાન્તિલાલે પુનઃ કહ્યું, "હા ભૂત ! એ ભૂતે તો મને અતિશય ગાંડા જેવા બનાવી મૂક્યો છે !"

કાન્તિલાલના બનેવી મહેન્દ્રલાલે પૂછ્યું, "એ ભૂત પુરૂષ જાતિનું છે કે સ્ત્રી જાતિનું ?"

"સ્ત્રી !"

બ્રાન્ડીનો ગ્લાસ મુખમાં રેડતો રેડતો કાન્તિલાલનો બનેવી બોલ્યો ! "વાહ વાહ ! ત્યારે તો તે ભૂત નહિ હોય ! પણ મને લાગે છે કે તમે તેના પ્રેમમાં મશગુલ બન્યા છો ! તમારી બ્હેન, પણ એ પ્રકારેજ હંમેશાં એ ભૂતની માફક મારા સન્મુખ ફર્યાં કરતી હોય તેમ હું જોઉં છું ! વારૂ ! તે સુંદરી કેવી છે તે કહો જોઇએ ?"

કાન્તિલાલે જવાબ આપ્યો, "કેવી છે ? કોના જેવી છે ? હું બરાબર જાણું છું કે તે કાંઇજ નથી ! છતાં ગઇ કાલે રાત્રેજ મેં તેને જોતાંની સાથે પાસે પડેલો બૂટ તેને મારવાના ઉદ્દેશથી તેના તરફ ફેંક્યો હતો; પરંતુ તેને વાગવાને બદલે તે બૂટ સ્હામે ગોઠવેલા અરિસાને વાગ્યો અને તે ભાગીને ચૂરેચૂરા થઇ ગયો છે !"

કાન્તિલાલનો બનેવી આ સાંભળી ખૂબ હસવા લાગ્યો. પોતાની સાસુને ઉદ્દેશીને તે કેહેવા લાગ્યો, "માજી ! માજી ! આપના પુત્રને ભૂત ભરાયું છે ! વારૂ ! મી. કાન્તિલાલ એ તો કહો કે કેટલી રાત્રિ જતાં એ ભૂત આવે છે ?"

"તમને હાસ્ય આવે છે, પરંતુ હું મશ્કરી કરતો નથી ! ફક્ત હસાવવાની ખાતરજ હું આ તોપ મારતો નથી ! તમારા મનમાં જેવો સમજતા હશો તેવો હું નથી ! કોઇના પણ પ્રેમમાં હું પાગલ બની ગયો નથી ! હું ખરૂં કહુ છું કે રાત્રે મારા રહેવાના મકાનમાં હંમેશાં એક સ્ત્રી ભૂત દેખા આપે છે !"

" તમારી વાતને હું મશ્કરી માનતો નથી પણ સત્યજ સમજું છું ! તમારા બોલવાપર વિશ્વાસ છે !" કાન્તિલાલના બનેવીએ ખાત્રી આપતાં જણાવ્યું.

તરતજ શુશિલાએ પોતાના ભાઈને પૂછયું, " ભાઇ ! જે ભૂત સ્ત્રીના સંબંધમાં તમે વાત કરો છો, તે સ્ત્રી દેખાવમાં કોના જેવી જણાય છે ? "

પાછળની બાજુએ ઉભેલી કુમારી પ્રિયમતિના તરફ નેત્રનો સંકેત કરતાં કાન્તિલાલે કહ્યું, " જાણે એક સ્વર્ગની અપ્સરા હોય નહિ તેવીજ દેખાય છે ! "

" તેવી રીતની કોઇ પણ સ્ત્રીને તમે પેહેલાં જોઇ હતી ? " કાન્તિલાલના બનેવીએ પૂછયું.

" હા ! જોઈ છે ! "

" પરંતુ તેજ સ્ત્રી તમારા ઘરમાં કેવી રીતે આવી શકે ? "

" તે હંમેશાં મારી પાછળ પાછળ ફરી નજર રાખ્યા કરે છે ! હું કયાં જાઉં છું, શું કરૂં છું, વિગેરે હકીકતની બરાબર રીતે ખબર રાખે છે ! તેને જોતાંજ મને ભય ઉત્પન્ન થાય છે ! તિરસ્કાર આવે છે ! કેટલીક વખત તો ઘરની અંદર પણ ભયને લઇને એકલા રહેવાતું નથી ! "

" ભય પામો છો ! તિરસ્કાર આવે છે ! એ તો કુદરતી રીતે થાયજ ! પ્રેમનાં અંકુરો પ્રગટ થવાનુંજ એ લક્ષણ છે ! પહેલાં તો એ પ્રમાણેજ ભય ઉત્પન્ન થાય છે ! ઘરની અંદર એકલા રહેવાનું રૂચતું નથી ! એ યુવતિ હંમેશાં તમારી પાસેજ રહે એવી ઇચ્છા થતી હશે ! એ છાયા મૂર્ત્તિને જોવાથી તમારા મનમાં સંતોષ ઉત્પન્ન થતો નહિ હોય ! રક્ત અને માંસથી પરિપૂર્ણ શરીરવાળી સુંદર સુંદરીની મૂર્ત્તિને જોવા માટે ઉત્સુક બનતા હશો ! મારી તો તમને સ-

લાગ છે કે તમે તેની સાથે પ્રેમ કરો ! હવે જો તેને નજરે નિહાળો તો તેની સાથે વિવાહનો સંબંધ બાંધવાની વાત કરજો ! મારો પણ જે સમયે વિવાહ થયો નહોતો, તે વખતે હું પણ એકલો એકલો પરમ સુખમાં અને આનંદમાં દિવસ ગુજારતો હતો ! આરામચેરમાં બેસીને આરામ લેતો લેતો સિગારેટો ખેંચતો હતો ! આનંદમાં વિસ્કી-ના ગ્લાસ ઉડાવતો અને મનમાં હંમેશાં એમજ માનતો કે આ ઘરનો રાજાજ હું છું ! ઘર એજ મારે સ્વર્ગના સુખનું ધામ છે ! પરંતુ જ્યારથી તમારી બ્હેનને જોઈ ત્યારથી મારૂં સ્વર્ગતુલ્ય સુખનું ધામ નરક તુલ્ય દેખાવા લાગ્યું ! પુસ્તક વાંચવા બેઠો હોઉં, તે સમયે પણ તે મારા સન્મુખજ ફરતી હોય તેવું જણાવા લાગ્યું ! કાગળ પત્ર લખવા બેસું તોપણ તે દૃષ્ટિ સંમિપજ રમતી હોય તેમ ભાસ થવા લાગ્યો ! ઘરનો સામાન સાફ કરતો હોઉં અગર તો વ્યવસ્થિતપણે ગોઠવતો હોઉં ત્યારે પણ જાણે તે મારી પાછળ પાછળ આવી હસતી હસતી મારી વ્યવસ્થાનું નિરીક્ષણ કરતી ઉભી હોય તેવો ભાસ થવા લાગ્યો. પ્રત્યેકે પ્રત્યેક કાર્યમાં હું તમારી આ મોહમયી ભગિનીની મધુર મૂર્તિવાળી પ્રેમપ્રતિમાનું દર્શન કરવા લાગ્યો. કલ્પનાવાળાં નેત્રે તમારી બ્હેનની પ્રેમપ્રતિમાનું એ રીતે દર્શન કરવા છતાં પણ મારી આશા પરિપૂર્ણ થઇ નહિ ! ત્યારે મનમાં વિચારનો ઉદ્ભવ થયો કે, તે સુંદરી જો મને ચહાતી હોય તો હું તેની સાથે વિવાહ સંબંધથી જોડાઉં ! હું તેનાં દરરોજ દર્શન કરવા લાગ્યો ! તેના મંગળ મુખને વારંવાર પ્રત્યક્ષ નિહાળવાના પ્રયત્નમાં પડયો. ઈશ્વરેચ્છાએ એ પ્રેમપૂર્ણ પ્રતિમા છેવટે મારી અર્ધાંગના—ગૃહલક્ષ્મી બની !"

આ પ્રમાણે કહી કાન્તિલાલના બનેવીએ પોતાની પત્ની સુશિલાના—જે પોતાની પાસેજ બેઠેલી હતી તેના—મુખ સ્હામે પ્રેમ ભરી દૃષ્ટિપાત કર્યો. કેટલાક વખત પર્યંત તેના સ્હામું જોઇ રહ્યા.

તે કાન્તિલાલના સ્હામું જોઈ બોલ્યો, "કાન્તિલાલ! તમે પણ મારી સલાહ પ્રમાણે કરો. જેની છાયામૂર્તિનાં તમને દર્શન થયા કરે છે, તેને તમે પ્રિય લાગો તેવો પ્રયત્ન કરો અને ત્યાર પછી તેની સાથે લગ્ન કરવાનો ઠરાવ કરો. જે કોઇ સુંદર યુવતિ જ્યારે આ પ્રમાણે પોતાનું મુખ છાયામૂર્ત્તિ રૂપે બતાવી કોઈપણ પુરૂષની એ રીતે ચાહના કરે છે, ત્યારે તેના મનની અંદર બે ઉદ્દેશો રહેલા હોય છે! એક તો તે પુરૂષે તેનો કોઇપણ રીતે ઉપકાર કરેલો હોય ત્યારે અને બીજુ જ્યારે તે તેના અંતરમાં બહુજ પ્રીતિપાત્ર જણાયો હોય છે ત્યારે!"

કાન્તિલાલે બનેવીની હકીકત સાંભળતાંજ જવાબ આપ્યો, "આપ કહો છો તે બન્નેમાંથી એકે વાત મને બંધબેસતી આવતી નથી! મેં તેને ફક્ત એક વાર—ના—બેવાર માત્ર જોઇ છે! મેં કદાપિ પણ તેનો ઉપકાર અગર બુરૂં કરેલું નથી! પરંતુ એક રીતે મેં ગુપ્ત રીતે તેના પ્રાણનું બે વખત રક્ષણ કરેલું છે ખરૂં! એટલે તે મને ચાહે છે એમ જે આપનું બોલવું છે તે ભૂલ ભરેલું છે! અલબત! તે રમણિની હું માર્મિક રીતે મર્મમાં ને મર્મમાંજ મશ્કરી કરૂં છું!"

બનેવીએ ઉત્તર આપ્યો, "પ્રણયની પ્રથમાવસ્થામાં એ રીતિનું જ કાર્ય બને છે! માટે મારૂં માનવું છે કે એ રમણિની સાથે વિવાહ કરવાથીજ તમે સુખી થશો!"

એ પ્રમાણે કહી તેણે પુનઃ એક ગ્લાસ બ્રાન્ડીનો ઉડાવ્યો, અને તે પી ગયો. કાન્તિલાલ કદાપિ પણ દારૂને હાથ સુદ્ધાંત અડકાડતો નહિ!

કાન્તિલાલે પોતાના મનની સાથે વિચાર કર્યો, "શું મારે એ રમણિની સાથે વિવાહ કરવો? તે યુવતિ તો મારી પાસેજ બેઠી છે! જે રમણિએ માણસનું ખૂન કરેલું છે તેની સાથે મારો વિવાહ કેવી

રીતે સંભવે ? કદાપિ કાળે એ વાત બનેજ નહિ ?"

કાન્તિલાલ જે વખતે વિચારમાં ગૂંથાયેલો હતો, તે વખતે તેનો બનેવી કુમારી પ્રિયમતિના તરફ પોતાનું મુખ ફેરવી કહેવા લાગ્યો, "કેમ ! મેં જે મત પ્રદર્શિત કર્યો, તેને તમારો મત મળતો છે કે નહિ ? સ્ત્રીઓ એ સઘળી હકીકત બરાબર રીતે સમજી શકે ! રમણિનું મુખ કોઇ પણ પુરૂષના કલ્પનાપ્રદેશમાં દેખાય તેનું ખરૂં કારણ સ્ત્રીઓજ સમજે ! મારા ધારવા પ્રમાણે તો એમજ હોવું જોઇએ કે જે પુરૂષ તેના મનમાં અતિશય પ્રિય લાગતો હશે તેના તરફ તે પ્રેમની દૃષ્ટિએ જોતી હોવી જોઇએ ! તે પુરૂષને પણ તે સ્ત્રી ઉપર પ્રેમ ઉત્પન્ન થતો હોવો જોઇએ ! કેમ મારૂં કહેવું સત્ય છેને ?"

કુમારી પ્રિયમતિના મુખ ઉપર ગ્લાનિની છાયા તરી આવી; તેનું મુખ એકાએક અતિશય મ્લાન બની ગયું. તેના ઓઠ જરા જરા કંપવા લાગ્યા. તેણે બહુજ કોમળ સ્વરે ઉત્તર આપ્યો, "ના ! હંમેશાં એ પ્રમાણે બનતું નથી ! હું હંમેશાં એક પુરૂષનું મુખ જોવા પામું છું, પરંતુ હું તેને પ્રિય હોઉં તેવું જણાતું નથી."

"ત્યારે તો તમે અને અમારા કાન્તિલાલ બન્ને સરખાં જોડીદાર છો ! શું તમે પણ ભૂતનું મુખ જુઓ છો ?"

કુમારી પ્રિયમતિએ આકાશ તરફ દૃષ્ટિ કરી. તેની આંખમાં જળ ભરાઇ આવ્યું હોય તેવું જણાયું. તેણે કેટલાક વખત પર્યંત વિચાર કરી ઉત્તર આપ્યો, "હાજી ! હું પણ ભૂતનાં દર્શન હંમેશાં કરૂં છું ! મી. કાન્તિલાલ કોઇ સજીવ રમણિનું મુખ જોવા પામતા હશે અને હું તો—"

વાત ઉપર વાત નીકળતી અટકી જતી જોઇ કાન્તિલાલે જણાવ્યું, "અને તમે એક મરેલા માણસનું મુખ જુઓ છો કેમ ખરૂંને ?"

એ વાત સાંભળતાંની સાથેજ કુમારી પ્રિયમતિએ ચંચળવૃત્તિ

વાળી બની જઇ કાન્તિલાલના મુખ સ્હામું જોયું ! જોતાંની સાથેજ તેનાં નિલ વર્ણનાં નેત્રો વિસ્ફારીત બની ગયાં. તરતજ તેણે કાન્તિલાલને બરાબર રીતે ઓળખ્યો. તે કોઇથી નહિ સંભળાય તેવા સ્વરે બોલી, " એજ આ માણસ ! જેને મેં તે રાત્રે જોયો હતો તેજ આ છે ! જેણે મને વનમાં બચાવી હતી તેજ આ છે ! આ પ્રમાણે મનથી બોલતી બોલતી કુમારી પ્રિયમતિ પળવારમાં કંપિત થતી ખુરસી ઉપરજ મૂર્છિત બની પડી ગઇ. "

## પ્રકરણ ૬ ઠું.

## પુષ્પકુંજમાં ગુપ્તગુંજ.

કાન્તિલાલની માતા અને બ્હેન, કુમારી પ્રિયમતિને મૂર્છિત અવસ્થામાંજ ઉપાડીને બીજા ઓરડાની અંદર લઇ ગયાં. અન્ય માણસો નહિ હોવાથી એકાંતનો સમય જોઈ મહેન્દ્રલાલે કાન્તિલાલને પૂછ્યું, " કાન્તિલાલ ! એકાએક એમ કેમ થયું ? તમે એને એવું તે શું કહ્યું કે, તેને એકદમ મૂર્છા આવી ગઇ ? "

પૂછેલા પ્રશ્નનો કાંઇપણ ઉત્તર નહિ આપતાં કાન્તિલાલે પૂછ્યું, " તમે આને ક્યાંથી લઇ આવ્યાં છો ? આ યુવતિના સંબંધમાં કાંઇપણ પ્રકારની ઓળખ આપને મળી છે ? કોઈની ભલામણ ઉપરથી તેને તમે દાખલ કરી છે ? "

" બહુજ સારી ભલામણ આવી હતી ! કેમ ? એના સંબંધની કાંઇ ખરાબ હકીકત તમારા જાણવામાં આવેલી છે ? "

" જાણવામાં છે ! જેણે ભલામણ પત્ર આપ્યો છે, તે એના સંબંધમાં કોઈપણ વિશેષ હકીકત જાણતો હશે નહિ ! પરંતુ આ

સ્ત્રીને આપણા ઘરમાં વધુ વખત રાખવી એ મને તો ઠીક લાગતું નથી !"

"શા કારણથી ? શું તમને તેના સંબંધની કાંઇપણ હકીકત મળી છે ? શું તેનો જન્મ સારા કુળમાં નથી કે તેની ચાલ ચલગત સારી નથી ?"

"જો કે સઘળી હકીકત તો હું જાણતો નથી, પરંતુ કહેવાનું તાત્પર્ય માત્ર એટલુંજ છે કે એને અહિં રાખવી એ કોઈપણ રીતે ઠીક નથી !"

"કેમ ! તેણે શું કરેલું છે ?"

સહેજવાર વિચાર કરી કાન્તિલાલ પોતાના મનમાં કહેવા લાગ્યો, "કહું કે ના કહું ? જો ખરી હકીકત કહેવામાં નહિ આવે તો આ લોકો તેને ઘરમાંથી રજા આપશે નહિ !" એ પ્રમાણે વિચાર કરી તેણે જવાબ આપ્યો, "એ વાત ધારો કે કદાચિત્ હું તમોને જણાવું, પરંતુ તે વાત તમે મારી બ્હેનને જણાવશો નહિ એની શું ખાત્રી ? છતાં કહીશ ! પેહેલાં આજ રાત્રેજ કુમારી પ્રિયમતિને બોલાવીને હું જણાવીશ; મારી વાત સાંભળીનેજ તે પોતાની મેળે આપણું ઘર છોડીને ચાલી જશે ! સ્ત્રીઓનાં હૃદયજ એવાં છે કે હંમેશાં કોઇપણ ચિંતાથી ચૂર્ણ થતું હોયજ !!!

"પરંતુ એ સ્ત્રીએ શું કરેલું છે ? તે હું સાંભળવા ચાહું છું ! તમે તે મને કહો ? હું સત્ય કહું છું કે તે વાત હું તમારી બ્હેનને કદાપિ જણાવીશ નહિ ?"

જો એમજ હોય તો તમને જણાવું છું કે, "એણે ખૂન કરેલું છે !"

ખૂનની વાત કાન્તિલાલે મહેન્દ્રને કહી તે વખતે તે દારૂનો એક ગ્લાસ હાથમાં લઈ પીતો હતો. ધીમે ધીમે તે પી રહી તેણે કાન્તિ-

લાલને વિસ્મય પામતાં પ્રશ્ન કર્યો, " શું ખૂન ! આ સ્ત્રીએ ખૂન કરેલું છે ? ખોટી વાત ! તમે શું કહો છો ? ખરૂં છે કેઃ—"

" ખરેખરૂં કહું છું કે એણે ખૂન કરેલું છે ! રાજમહેલ રોડ ઉપર જે ખૂન થયેલું છે, તે તમને ખબર છે ? એજ ખૂન આ પરમ સુંદરી યુવતિના હાથે થયેલું છે ! "

આ વાત સાંભળી મહેન્દ્ર કાંઇપણ નહિ બોલતાં કાન્તિલાલના મુખ સ્હામુંજ વિસ્મિત ભાવે કેટલાક વખત સુધી જોઇ રહ્યો. કાન્તિલાલ તેને ગાંડો બન્યો હોય તેવું જણાયું ! પુનઃ તેણે પોતાના સંદેહને નિવારવા માટે કાન્તિલાલને પૂછ્યું, " વારૂ ! તે તમે કેવી રીતે જાણી શકયા ? "

કાન્તિલાલે ખૂનના દિવસની ભયંકર રાત્રિએ બનેલી સઘળી હકીકત પોતાના બનેવીને છેવટ પર્યંત જણાવી; તેમજ જંગલની અંદર બનેલો બનાવ સંભળાવ્યો. જે સાંભળી તેના બનેવીનું મુખ સૂકાઇ ગયું. કેટલોક વખત વિચાર કરી તે બોલ્યો, " તમે કહો છો એટલા પુરાવા ઉપરથી કાંઇ આ સ્ત્રીએજ ખૂન કરેલું હોવું જોઇએ એવું માની શકાય અગર પુરવાર થઇ શકે નહિ ! તમે કહો છો કે તેના હાથમાં એક કાળા હાથાવાળું ખંજર હતું, તો તે વખતે હોય ! કિન્તુ તે તેના હાથમાં હોવા ઉપરથીજ તેને ખૂની માની લેવી એવી મારી તો માન્યતા નથી ! તે કોઇના શરીર ઉપર વાપરવામાં આવતું નથી પરંતુ સાથે રાખવામાં આવે છે એવા દાખલા ઘણા સ્થળે જોવામાં આવે છે !

" તમે કહો છો એ વાત સાચી છે ! પરંતુ એ સંબંધમાં મારી એ વાત સાંભળવા જેવી છે ! જો તે નિર્દોષ હશે, તો હું બહુજ ખુશી થઇશ ! પણ મને સંદેહ છે કે, તે રાત્રે તેજ મકાનમાંથી એ સ્ત્રી સિવાય બીજું કોઇ પણ માણસ બહાર નિકળેલું નહોતું !

બીજી વાત એ છે કે, જો તે નિર્દોષી હોય તો તેણે કોરોનર કોર્ટની અંદર સાક્ષી આપવાને માટે હાજર થવું જોઈતું હતું; કિન્તુ તે પ્રમાણે તે હાજર થયેલી નથી! છતાં પણ જો એ આપને પોતે નિર્દોષ છું એમ જણાવતી હોય તો આજ રાત્રેજ હું તેની પાસે સઘળી હકીકત કબૂલ કરાવીશ!"

"તમારૂં કહેવું પણ બરાબર છે! વાત તો બહુજ ખરાબ છે! જો તમે કહો છો તે પ્રમાણેજ હશે તો તે અહીંથી ચાલીજ જશે! હા! પરંતુ એક વાત જાણવા જેવી છે! એ સ્ત્રીને ઓળખવામાં તો તમારી ભૂલ થયેલી નથી ને?"

"નહિ! મારી ભૂલ થતી નથી મેં એને બરાબર ઓળખી છે! તે રાત્રે એનું મુખ મેં બહુજ સારી રીતે જોયેલું છે! વળી જંગલમાં પણ તેને બરાબર જોયેલી હતી. એટલે ભૂલ થવાનો સંભવજ નથી!"

"પ્રથમ તો મને તમારૂં કહેવું સાચું લાગ્યું નહોતું, તેમ વિશ્વાસ પણ આવ્યો નહોતો! બહુજ ભયંકર વાત છે! પરંતુ એ તો જણાવો કે હંમેશાં દરરોજ રાત્રે તમે ઘરની અંદર જે મુખ જુઓ છો એજ આ યુવતિનું મુખ છે કે બીજી યુવતિનું?"

"બરાબર આજ! બીજું નહિ! એમાં કોઇ પણ પ્રકારનો સંદેહ નથી!"

"ઠીક! પણ આજ રાત્રે તમે તેની સાથે જે વાત કરવાના છો, તે શું તેણી બરાબર રીતે સમજી ગઇ છે?"

"ના! પહેલાં તો તે મને ઓળખી શકી નહોતી! પણ છેવટે તેણે મને ઓળખ્યો છે! મને ઓળખતાંની સાથેજ તેને મૂર્છા આવી છે!"

બન્ને જણા એ પ્રમાણે વાત કરતા હતા એટલામાં સુશિલા

તે ઠેકાણે ફરીથી આવી. કાન્તિલાલે તેને પૂછ્યું, " કુમારીને હવે કેમ છે ? "

" મૂર્છા હવે વળી ગઇ છે ! પણ તમે તેને શું કહ્યું હતું ? તમે તેના સંબંધમાં શું શું જાણો છો ? "

બ્હેનને ખરી હકીકત જણાવવી યોગ્ય નહિ લાગવાથી કાન્તિલાલે તેને સમજાવવાને ઉત્તર આપ્યો, " હું કાંઇ પણ જાણતો નથી ! તમે કોઇ પણ ના જાણો તેમ હું અંધારામાં મારા દિવાનખાનાની અંદર એક સ્ત્રીની છબી મૂકી આવ્યો છુ ! મારે ત્યાં જવું છે ! જો હરકત ના હોય તો હું ત્યાં જાઉં ? "

" ચાલો મારી સાથે ! તમે ત્યાં શું મૂકી આવ્યા છો, તે મને બતાવો ! "

સુશિલા અને કાન્તિલાલ બન્ને જણ કાન્તિલાલના દિવાનખાનાની અંદર ગયાં. ત્યાં આગળ કુમારી પ્રિયમતિ એક સોફા ઉપર બેઠેલી હતી. કાન્તિલાલને અંદર આવતો જોઇ, તે નિર્ભયપણે તેના મુખ સ્હામું જોઈ રહી. તેનું મુખ જોતાંજ કાન્તિલાલને સમજાયું કે તે પોતાના આવવાનીજ રાહ જોઈ બેઠેલી હોવી જોઇએ !

કાન્તિલાલે દિવાનખાનામાં આવતાંની સાથેજ તેને પ્રશ્ન કર્યો, " કેમ છે ? હવે તબિયત તો સારી છે ને ? "

કુમારીએ ઉત્તર આપ્યો, " હા ! હવે તો બહુજ સારી છે ! મને મૂર્છા આવી ગઇ હતી. પહેલાં કોઇ પણ વખતે એવો પ્રસંગ આવ્યો નહોતો ! "

એ રીતે કહી, જરા વિશ્રામ લઈ કુમારી પ્રિયમતિએ પુનઃ મૃદુહાસ્ય કરતાં કરતાં કાન્તિલાલને પૂછ્યું, " આપને શું ફૂલ સારાં લાગે છે ? "

" હા ! ફૂલ મને અતિશય પ્રિય વસ્તુ છે ! "

" તો પછી આપ મને આપની સાથે લઇ બગીચાની અંદર નહિ ચાલો ?" કુમારીએ અતિશય આગ્રહપૂર્વક જણાવ્યું.

કાન્તિલાલ તેના મતને મળતો થયો. કુમારી પ્રિયમતિએ તેનો હાથ પોતાના હાથમાં લીધો, અને તેને ઘરની પાસેનાજ બગીચામાં લઇને ગઈ. કાન્તિલાલનો અનેવી તે બન્નેની આ રીત જોઈ બહુજ આશ્ચર્ય પામ્યો ! અને એકી ટશે તેમની સ્હામે જોઇ રહ્યો. કાંતિલાલની માતા અને બ્હેન પણ વારંવાર તે તરફ નજર કરવા લાગ્યાં. અને બંનેને જોવા લાગ્યાં. પરંતુ તેઓની દૃષ્ટિએ કોઇ પણ પ્રકારનો વિસ્મય ઉત્પન્ન કરે તેવો વિકારમય દેખાવ આવ્યો નહિ.

જ્યાં સુધી બગીચાનો છેવટનો ભાગ આવ્યો નહિ, ત્યાં સુધી કુમારીએ કાંઇ પણ વાત કહાડી નહિ ! છેડે પોહોચતાંની સાથેજ તે કાન્તિલાલનો હાથ મૂકી દઇ જરા દૂર ખસી ઉભી. અને કહેવા લાગી, " મને લાગ્યું હતું કે આપ મને કાંઇક કેહેવાનો વિચાર રાખો છો ?"

આ શબ્દો કહી કુમારી પ્રિયમતિએ જમણે હાથે ગુલાબના છોડવા ઉપરથી ગુલાબનું એક ફૂલ ચુંટયું. તેણે તે ફૂલ હાથમાં લઇ તેની એકેએક પાંખડી ચૂંટી પૃથ્વી પર વેરી નાંખી ફકત એકલું ફૂલનું દીટુંજ તેણે પોતાના હાથમાં રહેવા દીધું ! અને તેને ફેરવવા લાગી !

તે જોઇ કાન્તિલાલે તેને કહ્યું, " તમે અનુમાન તો યોગ્ય કર્યું છે ! તમારી સાથે મારે કેટલીએક ગુપ્ત વાત કરવાની છે ! હું તો જોતાની સાથેજ તમને ઓળખી ગયો હતો; પરંતુ તમે મને પ્રથમ ઓળખી શક્યાં નહોતાં. તે રાત્રે મેં તમને જોયેલાં હતાં, તે વાત મેં કોઇને જણાવી નથી. કોરોનર કોર્ટની અંદર જે વખતે મેં સાક્ષી આપી, તે વખતે પણ મેં તે વાત છુપાવી રાખી છે. તમને

બચાવવાને માટે મેં મારાથી બની શકે તેટલી સઘળી તજવીજ કરેલી છે, તેનું કારણ માત્ર એટલુંજ છે કે, ગમે તેમ તો પણ તમે સ્ત્રી જાતિ છો! તેમાં પણ યુવતિ છો? પરમ સુંદરી છો! એટલા માટેજ મારો તમને બચાવવાનો સઘળો પ્રયત્ન છે! વાસ્તવિક રીતે તમે કેવાં છો તે સઘળું હું પોતે જરાએ જરા જાણું છું! હવે ફક્ત મારે તમને કહેવાનું એટલુંજ છે કે, આ ઘરમાં હું તમને રહેવા દેવાની ઇચ્છા રાખતો નથી!"

આ સમયે પણ ગુલાબના ફૂલની કળીનું દીંટું કુમારી પ્રિયમતિના હાથમાંજ હતું! કાન્તિલાલની વાત પૂરી થતાંની સાથેજ તેનો હાથ કંપવાથી તે જમીન પર સરી પડયું. કુમારીએ કંપિત હૃદયે કાન્તિલાલને પૂછયું, "આપ જે સ્ત્રી જણાવો છો, તે સ્ત્રી ખરી રીતે જોતાં હું પોતેજ છું! આપ પણ તે જાણો છો! પરંતુ હવે હું શું કરૂં?"

કાન્તિલાલ એકી ટસે કુમારીના મુખ તરફજ જોઇ રહ્યો. કુમારીએ ગંભીરપણું ધારણ કરી પોતાનું મુખ જરા ઉંચું કર્યું. કુમારીના પ્રશ્નનો ઉત્તર કેવો આપવો તેનો કાન્તિલાલે ક્ષણવાર પર્યંત વિચાર કરી ઉત્તર આપ્યો, "તમે ખૂની માણસ છો!" આ શબ્દો કહેતામાં કાન્તિલાલના મનમાં સહજ આંચકો લાગ્યો. તેણે આગળ બોલવાનું પુનઃ શરૂ કર્યું, "કુમારી! તે રાત્રિની હકીકત તમને બરાબર યાદ છે? મેં તમને જોયાં હતાં! કેવા સ્વરૂપમાં જોયાં હતાં, તે પણ તમે જાણો છો! તે વખતે તમારા હાથમાં એક કાળા હાથાનું ખંજર હતું. તમારા ત્યાંથી નાશી ગયા પછી ત્યાં આગળ પોલિસ આવી હતી. પોલિસની સાથે હું તે ઘરની અંદર ગયો હતો. અમે સઘળા ઘરના ઉપરના માળ ઉપર ગયા હતા; ઉપરના માળના એક ઓરડામાં એક કબાટની અંદર એક મરેલા માણસને ઉભો કરવામાં આવ્યો હતો.

તેનું વક્ષસ્થળ ખંજરના આઘાતથી ચીરી નાંખવામાં આવેલું હતું. તેના તે વક્ષસ્થળના ઘામાંથી દડદડાટ કરતું લોહી વહ્યું જતું હતું ! ”

કુમારીએ ઉત્તર આપ્યો, “ હા ! ”

“ તે જોતાંની સાથે તરતજ એક વાત નક્કી થઈ હતી. ”

“ કેવી રીતનો સિદ્ધાંત નક્કી થયો હતો ? શું મેંજ તેનું ખૂન કરેલું હતું એવો તમારો નિશ્ચય છે ? ”

કાન્તિલાલ આ પ્રશ્ન સાંભળી વિચારમાં પડયો. તેના મનની અંદર યુવતિના ઉપર તિરસ્કાર ઉત્પન્ન થયો છતાં કુમારીના પ્રશ્નનો ઉત્તર હકારમાં તે આપી શકયો નહિ. તેના મુખમાંથી તે “ હા ” શબ્દ બહાર કાઢી શકયો નહિ ! ”

તેને મૌન્ય ધારણ કરી રહેલો જોઇ કુમારીએ ફરીથી પૂછ્યું, “ ત્યારે શું આપનું એવું કહેવું છે કે મારે તમારૂં આ ઘર છોડી ચાલ્યા જવું ? ”

કાન્તિલાલે આ વખતે જવાબ આપ્યો, “ હા ! ”

વિકળ નેત્રે કાન્તિલાલના મુખ તરફ જોતી કુમારી બોલી “ હાય ! હાય ! હવે મારે શું કરવું ? આપ જો અહિંયાંથી મને કહાડી મૂકશો, તો હું કયાં જઇ આશ્રય લઇશ ? ”

કાન્તિલાલે કાંઇ પણ ઉત્તર આપ્યો નહિ. “ પરંતુ તેને વિચાર આવ્યો કે, આ અજાણી સ્ત્રી કયાં જશે ? શું કરશે ? એને કહાડી મૂકવી યોગ્ય તો નથી, પણ હવે એ વાત મારા હાથમાં રહી નથી ! ”

કુમારી પ્રિયમતિએ ફરીથી નિઃશ્વાસ મૂકતાં ગદ્દગદિત કંઠે તેને કહ્યું “ આપ કહાડી મૂકો છો તો હવે મારે ક્યાં જવું ?

આ વખતે કાન્તિલાલે તેને જણાવ્યું, “ તમે તમારાં પોતાનાં માણસો પાસે પાછાં ચાલ્યાં જાઓ ! ”

દુઃખનું હાસ્ય કરતાં અશ્રુ ભરેલાં નેત્રોવાળી કુમારીએ કહ્યું, " મારાં પોતાનાં માણસો ? મારે મારાં પોતાનાં માણસ કોણ છે ? મેં તમને જંગલમાંથી આવતાંજ કહેલું હતું કે મારૂં કોઇ નથી ! "

" વારૂ ! દાક્તર રોય કે જેમણે તમને અહિંયાં રખાવવાને માટે બહુજ આગ્રહપૂર્વક ભલામણ કરેલી હતી તેમની પાસે જાઓ ! "

જેમ કોઈના મારવા આવવાથી માણસ પાછો હઠે છે, તેવી રીતે ભયભીત બની કુમારી પ્રિયમતિ કાન્તિલાલના શબ્દ પ્રહારથી જરા પાછી હઠી ગઇ. ફરીથી તેણે આગળ આવી કાન્તિલાલના ખભે હાથ મૂકી બહુજ કરૂણાળુ સ્વરે કહ્યું, " જ્યારે એ વાત આપ જાણો છો ત્યારે સત્ય હકીકત શું છે તે હવે મારે આપનાથી છુપાવવાનું કાંઈ પણ કારણ નથી ! મારૂં ખરૂં નામ કુમારી પ્રિયમતિ નથી. પરંતુ અન્ય કોઈ કુમારીકાનું નામ ધારણ કરી તેનું ઓળખાણ આપીને તેને નામેજ હું અહિંયાં રહેલી છું. આ વાત સાંભળીને જો કે હવે આપના મનમાં વહેમ ઉત્પન્ન થશે. અગર મારી ચાલ ચલગત પણ તેવી હશે એવો આપનો નિશ્ચય થશે ! પણ વિનાકારણ અન્ય કોઇ કુમારીકાના નામ ઉપર એવું કલંક આવે એવું કાર્ય કરૂં તેવી હું તદ્દન દુષ્ટ નથી ! "

" ત્યારે શું તમારૂં ખરૂં નામ કુમારી પ્રિયમતિ તો નહિજને ? વારૂ ! તમે અહીં કેવી રીતે આવ્યાં ? "

" હું બહુજ વિપત્તિમાં આવી પડી છું ! અવર્ણનિય વિપત્તિ મારા શીર પર આવી પડેલી છે ! મારે ઘરબાર નથી ! પગ મૂકવા પણ કોઇ સ્થળ નથી ! માતા, પિતા, બંધુ, સગાં અને સંબંધી એમાંનું કોઈ પણ નથી ! આ આખા વિશ્વની અંદર મારે મારા પંડ સિવાય મારૂં કહેવાનું કાંઇ પણ નથી ! જેથી હું અક્કલશૂન્ય બની ગઇ છું ! સામાન્ય ખર્ચને માટે મારી પાસે યત્

કિંચિત્ રકમ છે, તે ઉપરજ મારો સઘળો આધાર છે ! એવા સંકટના સમયમાં માણસો શું કામ કરે છે તે તમે જાણો છો ? મને લાગે છે કે આપને તે વાતની માહિતી નહિજ હોય ! હું મારી સઘળી હકીકત આજે તમને જણાવું છું ! જે દિવસે તમે મને તે દુષ્ટના પંજામાંથી છોડાવી તેજ દિવસે હું રેલવે ગાડી મારફતે અન્ય દેશ તરફ જતી હતી; મારી પાસેના ખાનાની અંદર એક પુરૂષ અને એક કુમારી બન્ને બેઠેલાં હતાં. ખાનાની વચ્ચેનાં પાટીયાંમાં એક મોટું કાણું પડેલું હતું, તે દ્વારા પાસેના ખાનામાં થતી વાત મારા સાંભળવામાં બરાબર રીતે આવતી હતી. પાસેના ખાનામાં બેઠેલો યુવક અને યુવતિ વિવાહ સંબંધી વાત કરતાં હતાં. કુમારી યુવતિ કહેતી હતી કે, તમે જે વાત કહો છો તે હું અંગીકાર કરૂં છું ! આજેજ રાત્રે મારે તે સ્થળે જવું જોઇએ છે ! યુવકે તેને જવાબ આપ્યો, "તારી પાસે કોણ કબૂલ કરે નહિ ? છતાં તારાથી જવાશે તો નહિજ ! કાલે સવારેજ આપણાં લગ્ન થશે ! હું તને સુખમાં રાખીશ ! તેમ હવેથી તારે નોકરી કરવાની પણ જરૂર રહેશે નહિ ! બીજાઓનાં ઘરમાં રહી છોકરાંને શિક્ષણ આપી ગુજરાન ચલાવવું એ બહુજ શરમની વાત છે ! માટે મારૂં કહેવું છે કે તારે ત્યાં જવુંજ નહિ ! હમણાંજ એક ચિઠ્ઠી લખીને પોસ્ટમાં મોકલી આપ એટલે બસ ! ચાલ લખ પત્ર ! મારાથી હવે વિશેષ રોકાવાય તેમ નથી !"

યુવકની સાથેની કુમારીએ તેના મતને મળતાં થઇ ગાડીની અંદરજ એક પત્ર લખી તેને કવરમાં બંધ કર્યો. તેના ઉપર "એડ્રેસ" શીરોનામ કરી તે ઉપર પોસ્ટની ટીકીટ ચોઢી આવતા સ્ટેશને તેને પોસ્ટમાં નાંખવાનો વિચાર રાખ્યો. આવતા સ્ટેશને હું ગાડીમાંથી નીચે ઉતરવાની હતી. સ્ટેશન આવ્યું. ગાડી ઉભી રહી હું તે સ્ટેશને ટ્રેનમાંથી નીચે ઉતરી અને પોસ્ટના દરવાજા તરફ વળી. મને નીચે ઉતરી પોસ્ટના મકાન તરફ જતી જોઇ તે યુવકે મને કહ્યું,

"જરા આટલો પત્ર મહેરબાની કરી પોસ્ટમાં નાંખશો ?" શુભ સમય આવેલો જોઇ હું તે યુવક અને યુવતિના ખાના આગળ ગઈ, અને યુવકને કહ્યું, "ભલે ! એમાં મહેરબાની શું ? હું પોસ્ટ ઓફીસમાંજ જાઉં છું ! મારે પણ એક પત્ર નાંખવાનો છે તે સાથે તમારો પત્ર પણ નાંખતી આવીશ ! એકના ગોવાળ ત્યારે બેના ! મારો કાગળ મારે નાંખવા જવુંજ છે તો પછી બીજો તમારો લઇ જતાં મને શું ભાર પડવાનો છે ? તરતજ યુવકે સંતોષ પામતાં મને તેનો પત્ર આપ્યો. હું તે પત્ર લઇ સ્ટેશનની બહાર આવી, અને પોસ્ટ ઓફીસ તરફ નહિ જતાં ગાડી ભાડે કરી બીજી બાજુએ ચાલી. એ પત્ર મેં પોસ્ટ બોક્સમાં નહિ નાંખતાં તેને ઉઘાડીને વાંચ્યો. તેમાં લખેલી સઘળી હકીકતની માહિતી મેળવી. એ પત્ર કુમારી પ્રિયમતિએ લખેલો હતો. એડ્રેસ આપની બ્હેન શ્રીમતિ સુશિલા બ્હેનનુંજ હતું. પ્રસંગનો લાભ મળતાં મેં મારૂં નામ કુમારી પ્રિયમતિ ધારણ કર્યું અને હું અહિંયાં આવી. આજે કેટલાએક દિવસથી હું આપના ઘરમાંજ આપની બ્હેનનાં બાળકોને શિક્ષણ આપતી આપના ઘરમાંજ રહેલી છું. આપની બ્હેનને એક શિક્ષિકાની જરૂર હોવાથી તેમણે મને આશ્રય આપ્યો હતો. જે રીતે મારૂં તમારા ઘરમાં આવવું થયું હતું, તે મેં તમને સઘળું સત્ય જણાવ્યું છે !"

કુમારી પ્રિયમતિની સઘળી હકીકત સાંભળી કાન્તિલાલે તેને જણાવ્યું, "કુમારી ! તમે ભયાનક કુકર્મ કરેલું છે ! તમારા આ ગુનાહ માટે તમને ભારે સજા થવી જોઇએ ! એ વાત હું લક્ષ્ય પર લેતો નથી ! પરંતુ હવે તમને મારે એટલુંજ જણાવવાનું છે કે તમારે આ ઘરમાંથી ચાલ્યા જવું એ બહુજ ઉત્તમ છે !"

નિશ્વાસ નાંખતી, નિરાશાના ડુંગર તળે દબાયેલી કુમારીએ કહ્યું, "એ તો આપે મને પેહેલાંથીજ જણાવી દીધેલું છે ! વારૂં ! પણ આપે આપની બ્હેનને આ સઘળી હકીકત જણાવી છે ?"

કાન્તિલાલે કહ્યું, " મેં તેને હજી સુધી કાંઇ પણ જણાવ્યું નથી, માટે તમારે ગમે તે ખોટું બ્હાનું જણાવી તેની પાસેથી રજા લઇ ચાલ્યાં જવું ! મને ખાત્રી છે કે તમને ખોટું બ્હાનું તૈયાર કરવામાં સમજાવવું પડે તેમ નથીજ ! ભલે ! આજની રાત્રી તમે આ ઘરમાં સુખેથી સૂઇ રહેજો. "

કાન્તિલાલનું કહેવું સાંભળી કુમારીએ દીર્ઘ નિઃશ્વાસ નાંખ્યો. તે તેના પગમાં પડી રૂદન કરતી કહેવા લાગી, " આપ બહુજ નિષ્ઠુર બન્યા છો ! આપના હૃદયમાં બિલકુલ દયા કે મમતા નથી ! વારંવાર આપ મને શબ્દ પ્રહાર કરતા અત્રેથી ચાલ્યા જવાને માટેજ સૂચવો છો, પરંતુ હું નિરાશ્રય છું ! હું કયાં જાઉં ? "

" કયાં જાઓ તે હું શું જણાવું ? તમારે કયાં જવું એ તમારે પોતેજ નક્કી કરવું જોઇએ ! મારૂં તો તમને ફક્ત એટલુંજ કહેવું છે કે, આ ઘરની અંદર તમને રાખવાનાં નથી ! પ્રાતઃકાળ થતાંજ તમારે અહિંથી ચાલ્યાં જવું જોઇએ ! "

કુમારીએ રડતાં રડતાં, ચિંતામગ્ન હૃદયે કહ્યું, " ભલે ! તમારી તેવીજ ઇચ્છા છે તો હું ચાલી જઇશ ! " કેટલીકવાર વિચાર કરી તે ફરીથી બોલી, " જો હું આ ઘરમાં ના આવી હોત તો બહુજ સારૂં થાત ! "

" મારૂં પણ તેવુંજ કહેવું છે ! આ સ્થળે તમારી આશા ફલિભૂત થઇ નથી ! તમે જે કાર્ય કરેલું છે, તેને ધ્યાનમાં રાખી તમારે જે કાંઇ કામ કરવું તે ઉચિત છે ! વિશેષમાં તમે પોતાનું ખરૂં નામ છૂપાવી જુદું નામ ધારણ કરેલું છે એ પણ એક ગુન્હો છે ! "

કુમારી કાંઇ પણ ઉત્તર નહિ આપતાં નીચુંજ નિહાળી રહી. કેટલીકવારે તેણે જવાબ આપ્યો, " અત્યારે તો મને આપ ઘરની અંદર લઇ ચાલો ! "

કાન્તિલાલ તેને પોતાની સાથે પોતાના દિવાનખાનાની અંદર લઈ ગયો. તેઓને આવેલાં જોઇ સુશિલા બોલી ઉઠી, "ભાઇ !આ શું છે ? તમારાં બંનેનાં મુખ કેમ લેવાઇ ગયાં છે ? શું હકીકત છે ?"

બંનેમાંથી કોઇએ પણ જવાબ આપ્યો નહિ. સુશિલાએ સંદેહ ઉત્પન્ન થતાં કુમારી પ્રિયમતિને પૂછ્યું, "પ્રિયમતિ ! મારા ભાઇએ તમને જમતી વખતે શું કહ્યું હતું કે જે સાંભળી તમને મૂર્છા આવી હતી. તે હું જાણવા માગું છું માટે કાલે સવારે તે મને કહેજો !"

ત્યાર પછી બીજી કેટલીક વાતો ચાલી. વાતોના સમયે પ્રિયમતિએ પોતાની હકીકત કોઇ પણ જાણી ન જાય તે માટે બહુજ સાવધાની રાખી.

મનના વેગને દબાવી રાખવાની શકિત જેટલી સ્ત્રીઓમાં હોય છે તેટલી પુરૂષ વર્ગમાં હોતી નથી. પોતાના મનમાં દુઃખને લઇને ચિન્તાનો અગ્નિ પ્રદિપ્તપણે પ્રજ્વળતો હોય છે છતાં તે અતિશય આનંદિતપણું પોતાના મુખ ઉપર બતાવી શકે છે ! માથા ઉપર ભયની તલવાર ઝુકતી હોવા છતાં તે જેમ ખુશી થતી હોય તેમ મોહોટેથી હાસ્ય કરે છે. મશ્કરીનો સમય ચાલતો હોય છે તો તે રસિકતા બતાવતાં પરિહાસ કરે છે ! કુમારી પ્રિયમતિના સંબંધમાં પણ તેવુંજ બનેલું હતું. તે વાતોના સમયે સ્વર્ગિય આનંદ અને આલ્હાદ પદર્શિત કરતી જણાતી હતી.

રાત્રિ અધિક વ્યતિત થઇ ગયેલી હોવાથી તેજ રાત્રે કાન્તિલાલ પોતાની માતા, બ્હેન તથા બનેવી આદિ પાસેથી રજા લઈ પોતાના રહેવાના રાજમહેલ રોડ ઉપર આવેલા બંગલા તરફ વિદાય થયો. નવીન શિક્ષિકાની અતિશય પ્રશંસા કરતાં કાન્તિલાલની માએ કાન્તિલાલનું ધ્યાન તેના તરફ આકર્ષવા પ્રયત્ન કર્યો હતો. પોતાના મનમાંને મનમાંજ હસતા કાન્તિલાલે માતાનાં વાકયોનો કાંઇ પણ ઉત્તર

આપી પોતાનો મત પ્રદર્શિત કર્યો નહતો. ફક્ત તેમનું કહેવું માન્ય છે એમ જણાવવા તેમના માનની ખાતરજ એકાદ બે વાર પોતાનું મસ્તક નમાવી ખોટી અનુમતિ પ્રદર્શિત કરી પોતે ચાલતો થયો હતો. કાન્તિલાલના ગયા પછી ઘરનાં સઘળાં માણસો પણ રાત્રિ અધિક વહી ગયેલી હોવાથી પોત પોતાને સ્થાને જઇ સૂઇ રહ્યાં.

## પ્રકરણ ૭ મું.

### પડતાપર પાટુ.

' ઘરની ઉઠી વનમાં ગઇ તો વનમાં લાગી લાહ્ય ! ' કુમારી પ્રિયમતિ કાન્તિલાલના કડવા શબ્દ પ્રહારો સાંભળી કાન્તિલાલની બ્હેન સુશિલાના ઘર આગળથી બીજા દિવસનું પ્રાતઃકાળ થતા પહેલાં કોઇને પણ કહ્યા કારવ્યા સિવાય ચાલી નિકળી. કયાં આગળ જઇ વિશ્રામ કરવો, એ તેણે પહેલાંથી નિશ્ચય કર્યો નહોતો ! પોતાને રહેવાનું અગર આશ્રય લેવાનું શહેરમાં કોઇ પણ સ્થાન નહતું કે ત્યાં જઇ, પોતાનો વિચાર દૃઢ કરવા માટે તે બે ઘડી બેસી વિચાર કરે ! ચાલતી ચાલતી તે લગભગ ત્યાંથી એકાદ માઇલને છેટે નિકળી ગઇ. કયાં જાઉં છું, અને કિયા રસ્તે ગમન કરૂંછું, તેનું તેને બિલકુલ ભાન નહતું !

સૂર્યનો પ્રકાશ સ્હેજસાજ થવા લાગ્યો હતો, આકાશમાંથી તારાઓ એક પછી એક અદસ્ય થઇ જવા લાગ્યા હતા, પ્રાતઃકાલનું ભાન કરાવનારાં પક્ષીઓનો કલરવ વૃક્ષોપર સંભળાતો હતો, કોઇ સ્થળે મનુષ્યોનો અવર જવર પણ દેખાતો હતો, આકાશ બિલકુલ સ્વચ્છ થઇ ગયું હતું. આવે વખતે શ્રમ અને ચિન્તાભાર નીચે દબાયલી

કુમારી મનની શાંતિ મેળવવાના ઇરાદે નજદિકજ જણાતા એક બગિચાના દ્વાર આગળ આવી ઉભી રહી. સહજ વિશ્રામ લઇ આગળ વધવાની આશાએ, તે બગિચાનાં દ્વાર ખુલ્લાં દેખાવાથી અંદરની બાજુએ પેઠી. અનેક પ્રકારના સુગંધિત પુષ્પોનો સુવાસ લેતી અને કુદરતના વિચિત્ર દેખાવોનું દુઃખી નેત્રે નિરિક્ષણ કરતી, ભાવી ચિંતાના દબાણ નીચે દબાતી, તે અંદરની બાજુએ આગળ વધેજ ગઈ! ઠેર ઠેર હવા ખાવાની આશાએ આવનાર માણસોને આરામ લેવાને માટે વિરામાસનો ગોઠવાયલાં હતાં. મનના આરામની આશાએ આવેલી તે બાળા તે તરફ નજર નહિ કરતાં, એક એકાંત ગુફા તરફ વળી; એકાંત અને ઉપદ્રવ સિવાયનું સ્થળ વિલોકી ત્યાં આગળ આરામ લેવાની આશાએ તે એક આસન ઉપર બેઠી અને પોતાના મન સાથેજ ગણગણવા લાગી.

ખોટી દુનિયાના ખ્યાલોમાં, ખોટો માર્ગ ગ્રહીને,
હાથે કરી દુઃખ વ્હોરી લીધું, પડ પાહાણા પગ કહીને. ખોટી.
ખોટો ખેલ ખલકનો હાવાં, જોઉં નજરે ન્યાળી;
પલક પલક પડતી પર પડતી, નજરે જોઉં નિહાળી. ખોટી.

"અરેરે હવે હું કયાં જાઉં! આશ્રય લેવાને કિયું સ્થાન શોધી કહાડું? કોને કહું કે મારા પર આવી કષ્ટની ઘડી ગુજરે છે? હરી! હરી! જરી તો દયા લાવ? કાંઇક તો કરૂણા કર! આશ્રયસ્થાન હતું, તે હાથે કરી ગુમાવ્યું છે! એટલે ભાઈ જેવો ભાઈ પણ અન્ય હાથે ફસાઇ હાથે કરી ખોયો છે! એટલે ત્યાં પણ જવાનું સ્થાન રહ્યું નથી! છતી મિલકતે પાઈ પાઇને માટે આજે પરાકાષ્ટા ભોગવવી પડે છે! હમણાં ભાઇએ મારે નામે ચઢાવેલી મિલકતની માલિક થઇ ભાઈના વકીલને મળી બહાર આવું, પણ તેથી ભાઇનો ખરો ખૂની પેલો દુષ્ટ મને ખૂની ઠરાવવા પ્રયત્ન કરશે! અગર મારે

તેના હાથમાં પડવું પડશે ! અને ભય બતાવી એ દુષ્ટ સઘળી મિલકત મારા હાથમાંથી પડાવી લેવા પ્રયત્ન આદરશે ! અને મને તો હતી તેવીને તેવીજ રાખશે ! એનો સ્વાર્થ સધાતાં તરતજ મને બહાર કહાડી મૂકશે, એટલે પાછી એ ભગવાન એનાએજ થઈ રહેશે ! અત્યારે છું તેવીજ રહી ભટકવાનો સમય આવશે ! વારૂ ! ભીખ માગી પેટ ભરૂં ! પણ તે બની શકે તેમ નથી ! વખતે કોઇ ઓળખી જાય ! તે રાત્રિનો બનાવ જેવો કાન્તિલાલે જોયો છે, તેવીજ રીતે બીજે જોયો હોય તો પોલિસને ખબર આપી પકડાવી દે એટલે પત્યુ ! ત્યારે હવે કયાં જવું ?

આમને આમ સિદ્ધાંજ ચાલ્યાં જવું ! જ્યાં જવાય ત્યાં ખરૂં !

પડીને પાપીને પાને, ખૂવારી વ્હોરી નિજ લીધી;
મિઠી પ્યાલી મદિરાની, ગણી વિષ પ્યાલી મેં પીધી.
ન જાણ્યું જારનું મન મેં, ભરેલું પાપથી પુરૂં;
હરિણી પાશ પાડીને, કર્યું એણે બહુ બુરૂં !
હવે ના હાથમાં બાજી, પિડે પાજી મને તો તે,
ગ્રહેવા પાશથી પૈસા, રમે છે દાવ તે જોને.

પણ હું ખરી કે એના હાથમાં એક પાઇ પણ આવવા દઉં નહિ ! માગી ભીખી પેટનું પુરૂં કરીશ ! ગલીએ ગલી આથડીશ ! મજુરી મહેનત કરીશ ! પણ એની નજરે આવીશ નહિ ! એનાથી છુપાતી ફરીશ ! એનો ડર રાખીશ ! એ પૈસા મહેનત મજુરીથી પ્રાપ્ત કરીને આ દેશને ત્યજી બીજા દેશમાં ઉતરીશ !

છતાં પણ મૃત્યુ આવશે તો ખુશીથી એને વહોરીશ ! પરંતુ હાથે કરી આત્મહત્યા કરી મરીશ નહિ ! આ જન્મે પૂર્વનાં કૃત્યોનું ફળ આવું ભોગવવું પડે છે, અરે ગૃહે ગૃહે આથડવું પડે છે, તો જો આત્મહત્યા કરૂં તો પુનર્ભવે કેવું દુઃખ ભોગવવું પડે ?

ઉપર પ્રમાણે વિચાર કરતી કરતી કુમારી પ્રિયમતિ બેઠી હતી ત્યાંજ શ્રમને લીધે સહજ નિદ્રામાં પડી. કલાકેક થયો નહિ, એટલામાં એક વૃદ્ધા સ્ત્રી ત્યાં આગળ આવી ઉભી રહી !

કુમારીકાનું સુસ્વરૂપ જોઈ તે પોતાનાં કર્મમાં સ્હાયભૂત થશેજ એવો તે વૃદ્ધાને વિચાર થઈ આવ્યો. તે તેથી લોભાઇ અને તેને પોતાની સાથે લઇ જવા તેનું મન ઉત્સુક થયું. તેણીને ઉઠાડવાનુ તેને મન થયું, પણ સહજ વિચાર કરી તે તેની બાજુમાંજ તેના ઉઠતા સુધી બેસી રેહેવાના વિચારે બેઠી.

એટલામાં કુમારીએ પાસુ ફેરવ્યું. પાસુ ફેરવતાંની સાથેજ તે પાસેના હોજમાં પડી. પડતાની સાથે તેની નિદ્રા ઉડી ગઇ ! હોજમાં ભરેલું પાણી ઉંડું હોવાથી તેમાં એકાદ બે ડુબકાં તે ખાઇ ગઇ; થોડુંક પાણી પણ પી ગઇ. તે બેબાકળી બની જઈ સહાય માટે તરફડીયાં મારવા લાગી. પાસે ઉભેલી વૃદ્ધાએ તેને બચાવવાની ખાતર પોતે પેહેરેલી સાડી કહાડી હોજની અંદર નાંખી. કુમારીકા સાડીનો છેડો પકડી તરફડીયાં મારતી મારતી કિનારા સમિપમાં આવી પહોંચી એટલે વૃદ્ધાએ તેનો હાથ પકડી બહાર કહાડી; અને આશ્વાસન આપ્યું કે, “ બ્હેન ! ગભરાઇશ નહિ ! ઇશ્વરે તને બચાવી છે ! ”

પોતાને જીવન આપનાર વૃદ્ધાના સ્હામું ઉપકારની દૃષ્ટિએ નિહાળતાં કુમારીકાએ કહ્યું, “ માંજી ! આપે મને જીવિતદાન આપ્યું છે ! હું આપની ઋણી છું ! આપે એક દુ:ખીના ઉપર મહદ ઉપકાર કર્યો છે ! ”

“ કાંઇ નહિ ! બેટા ! એમાં કાંઈ મેં અધિક કર્યું નથી. બુડતાને બચાવવું એ મનુષ્ય માત્રનું કર્ત્તવ્ય છે ! અને તે મેં બજાવ્યું છે ! વારૂ બ્હેન ! તું ક્યાં રહે છે ? ”

“ માજી ! મારે રેહેવાનું સ્થાન ક્યાંય નથી ! ઉપર આભ

અને નીચે પૃથ્વીનો આશ્રય છે ! કોઇ સગું વ્હાલું નથી ! ”

“ ઠીક ! ત્યારે તું મારી સાથે આવશે ? હાલ તારૂં શરીર બહુજ નરમ થઈ ગયેલું હોય તેમ દેખાય છે ! જરા આરામ લઈ પછી ત્હારે જવું હોય તો જજે ! આ સ્હામે દેખાય તે બંગલામાંજ હું રહું છું ! ”

“ ભલે ! માજી ! ”

ઉપરની વાતચિત થતી હતી એવામાં એક પુરૂષ એકાએક બગીચામાં ફરતો ફરતો ત્યાં આવી પહોંચ્યો. તે કુમારીકાને જોતાંજ ચકીત બન્યો. પેલી વૃદ્ધાના તરફ જોઇ તે પોતાના મનની સાથેજ બોલવા લાગ્યો, “ ઠીક ! આ કુલટા હવે આને લઈ જવા માગે છે. એની પાસેથી સમજાવી પૈસા પડાવા માગે છે ! જરા છૂપાઇને જોઉં કે એ બન્ને ક્યાં જાય છે. ”

વૃદ્ધા અને કુમારીકા આગળ ચાલ્યાં. કુમારીકાનાં વસ્ત્રો હોજમાં પડવાથી ભીંજાએલાં હતાં, તેથી ટાઢને લીધે તેનું શરીર થરથર કંપતું હતું. વૃદ્ધા કુમારીકાને સાથે લઇ પોતાના રહેવાના મકાનમાં આવી અને તેને પોતાની પાછળ અંદર આવવા જણાવ્યું !

ગુપ્ત ચર્ચા નિહાળતો યુવક પણ તેમની પાછળ પાછળ કોઈ ન જુએ તેમ ઘરની અંદર પેઠો અને શું થાય છે તે જોવા લાગ્યો.

“ વૃદ્ધાએ કુમારીકાને પ્રથમનાજ ઓરડામાં ઉભી રાખી અંદર જતાં કહ્યું, “ કુમારી ! અહિંયાંજ ઉભી રહે ! હું ત્હારા માટે પહેરવાનાં બીજાં કોરાં કપડાં મોકલાવું છું તે પેહેરી પછી અંદર આવજે ! ”

વૃદ્ધા અંદર ગઇ ! અંદર જઇ તેણે એક બીજી સ્ત્રીની સાથે કોરાં કપડાં બહાર મોકલાવ્યાં અને અંદરના ઓરડામાં બેઠેલા એક યુવકને ઉદ્દેશી કહેવા લાગી, “ કનૈયાજી ! આજે એક નવો શિકાર આપને માટે લઇ આવી છું. ! કહો શું ઇનામ મળશે ! ”

પુરૂષે ઉત્તર આપ્યો, " મેના ! મધુરી મેના ! જેવો માલ હશે તેવું મૂલ મળશે ! ક્યાં છે તે માલ ? "

" મેહેરબાન ! ઉતાવળે આંબા પાકતા નથી ! હમણાંજ તે અંદર આવશે ! પણ પેહેલાં ઇનામની વાત કરોને ! કે શું ઇનામ મળશે ! ? "

" આજનું ઈનામ તું કહેશે તે આપીશ ! "

" આજનું ઇનામ એક હજારથી ઓછું નથી ! "

" ભલે તેટલું ! તારૂં મન માને એટલું ! જા જલદીથી બોલાવ કે હું તેને જોઇ આનંદ પામું. "

ઉપરની વાતચીત બહાર છૂપાઈ રહેલો યુવક બરાબર રીતે સાંભળતો હતો. તે વૃદ્ધા વેશ્યા મેના અને અંદર બેઠેલા કનૈયાને પૂરેપૂરી રીતે પીછાનતો હતો ! પોતાની પ્રેમની પૂતળી બીજાના હાથમાં જઇ પડે અને વેશ્યાના હાથમાં રમકડા રૂપે રમે એ કોઇ પણ રીતે પોતે કૃતધ્ની હોવા છતાં પરવડતું આવતું નહોતું. ઘોંઘાટ કરવાનો કોઇ પણ રસ્તો નહોતો ! પોતે એકલો હતો છતાં આ વખતે તેણે હીમ્મત ધારી સાહસ ખેડવાનો ઉપાય સાધ્યો. વૃદ્ધા જેવી બહાર આવી તેવોજ તેણે બહુજ ગુપ્તપણે તેના હૃદય સ્થાનને તાકી પિસ્તોલનો પ્રહાર કર્યો ! વૃદ્ધાના હૃદયમાંથી લોહીની ધારા વહેવા લાગી, અને બચાવો ! બચાવો ! મરી ગઈ ! મરી ગઈ ! વિગેરે શબ્દો પોકારતી પૃથ્વી પર પડી !

અંદરનો યુવક વૃદ્ધાનો અવાજ સાંભળી બહાર ધસી આવ્યો. બીજીજ પળે તે પણ એકજ બહારથી પૃથ્વી પર પટકાઈ પડ્યો. આખા ઘરમાં હોહા મચી રહ્યો. ખૂની યુવક એકદમ ઘર બહાર નિકળી ગયો, અને બગીચાના પાછલે દરવાજે થઇ પલાયન કરી ગયો.

કુમારીકા ભયથી કાંપતી કાંપતી કાંઇ પણ વિચાર નહિ કરતાં

આવી હતી તે દરવાજે થઇ બહાર રસ્તા ઉપર નિકળી ગઇ, અને કહેવા લાગી, " ઘરની ઉડી વનમાં ગઇ તો વનમાં ઉડી આગ ! જેને આશ્રયે ગઇ તેનું પણ મોત થયું ! "



## પ્રકરણ ૮ મું.

### પુનર્મિલન.



એક દિવસ સંધ્યાકાળ પછી એક નવિન ખેલનો પ્રોગ્રામ સાંભળી કાન્તિલાલ નાટક કંપનીના થીએટર તરફ ગયો. નાટક અને નાયકાનું સંતોષપ્રદ કાર્ય નહિ લાગવાથી થોડો સમય તે જોઇ કાન્તિલાલ કલબ તરફ ગયો. ત્યાં બેસી તેણે નાટકનો અભિપ્રાય લખી કાઢી " ધૂમકેતુ " પત્રની ઓફીસમાં રવાના કર્યો. કલબની અંદર તે સમયે કાન્તિલાલનો અનેક સ્નેહી સમુદાય એકત્ર થયેલો હતો. થોડોક સમય ત્યાં આગળ બીઝીક આદિ રમત રમી સઘળા સાથે મળી એક સંગીત સમાજના જલસાની અંદર તેઓ ગયા. બે પહોર રાત્રિ વ્યતિત થતાં તેઓ સઘળા વિખેરાઇ પોતપોતાના ઘર તરફ વળ્યા. ઘર તરફ આવતાં તેમના જેવામાં એક આશ્ચર્યકારક બનાવ આવ્યો.

કાન્તિલાલ પોતાના મિત્રો સાથે " ધૂમકેતુ " પત્ર સંબંધી અનેક વાતો કરતો કરતો ઘર તરફ આવતો હતો. તેની સાથેના મિત્રો અનેક પ્રકારના ગાનનો આલાપ કરતા આવતા હતા. એવામાં એક યુવતિ–રમણિ " ફૂલ લ્યોરે ! ફૂલ લ્યોરે ફૂલ ! " એ પ્રમાણે બોલતી બોલતી રસ્તામાં ફેરી કરતી ફરતી હતી. આ વખતે તેઓ સઘળા તેના પાછળ હારબંધ ચાલતા હતા. કાન્તિલાલ સર્વથી પાછળ પાછળ ચાલતો હતો.

પેલા મિત્રો ત્યાં આવી ઉભા રહ્યા. તેમને જોઇને ફૂલવાળી યુવતિએ ફરીથી બૂમ મારી, " ફૂલ લ્યોરે ફૂલ ! સારાં સુગંધીદાર ફૂલ ! ફૂલ લ્યોરે ફૂલ ! હું ગરીબ છું ! રાત્રે અહિંજ પડી રહુ છું ! મારી પાસે મકાનના ભાડાના પૈસા આપવાની શક્તિ નથી. કોઇ ફુલ લઇ મને મદદ કરો ! મદદ કરો ! "

એક યુવકે ફુલવાળીને પ્રશ્ન કર્યો, " ફૂલના કેટલા પૈસા લે છે ?"

ફૂલવાળીએ કહ્યું:—" જે કાંઈ આપવાની ઇચ્છા હોય તે આપો ! ચાર આના આપશો તો મને બહુ છે !

એક જણે જવાબ આપ્યો, " જો તું મને એકજ ચુંબન કરવા દે, તો હું તને બહુજ સારા પૈસા આપીશ; તારી મરજી હોય તો મારી સાથે ચાલ. હું તને એક સ્થળે લઇ જાઉં; ત્યાં તને ખાવાનું આપીશ, સુઇ રહેવાને માટે જગો આપીશ, અત્યંત માનપૂર્વક રાખીશ, અને વળી અઢી રૂપીયા ઉપરથી આપીશ ! "

તેના બોલવાથી ભય પામેલી ફૂલવાળી બોલી, " નહિ ! સાહેબ ! નહિ ! હું તેમ કરીશ નહિ ! હું આપની સાથે આવી શકીશ નહિ ! તમે સારા માણસ થઇને મારી આબરૂ લેવાની વાત કરો છો, તે કદાપિ પણ બનશે નહિ ! "

કાન્તિલાલ સર્વની પાછળ હતો, તેણે ફૂલવાળી યુવતિના મૂખને જોયું નહોતું, પણ તેની વાત સાંભળવામાં આવી હતી. તેનો સ્વર જાણીતો હોય તેવો તેને જણાયો. સ્રીની આવી આવેશયુક્ત અને પોતાની લજ્જાના રક્ષણ માટેની કાતરોક્તિ શ્રવણ કરી તે પાછળની બાજુએથી આગળની બાજુએ આવ્યો, અને જોયું તો તેનો એક મિત્ર તે યુવતિની લાજ લૂટવાને ઇરાદે તે યુવતિને પકડી ચુંબન કરવાનો પ્રયત્ન કરતો જણાયો. ફૂલવાળી યુવતિ તેનો હાથ છોડાવવાને માટે તાણા તાણી કરતી હતી, પરંતુ પોતાના પ્રયત્નમાં ફળીભુત થતી નહોતી ! "

કાન્તિલાલે આ બનાવ જોતાંજ પોતાના મિત્રને કહ્યું, " આ શું કરો છો, ગરીબ બિચારી રસ્તા ઉપર ફૂલ વેચી ખાય છે, એને પકડીને તાણાતાણી કરો છો એ ઠીક કહેવાય છે ? એને છોડી દો."

હસતાં હસતાં યુવકે જવાબ આપ્યો, " તું શું સમજે ? જેને રસ્તા ઉપર ફરી ફુલ વેચતાં શરમ આવતી નથી, તેને ચુંબન કરાવતાં શરમ શાની આવતી હશે ? આવી સુંદર સુંદરીને ચુંબન કરવાનો સમય કાંઇ ફરી ફરી મળતો નથી ! તું ગમે તેમ કરશે તો પણ હું એને આજે ચુંબન લીધા સિવાય જવા દેનાર નથી ! "

યુવતિને પકડનાર યુવક કરતાં કાન્તિલાલ વધારે બળવાન હતો. તેણે જોરથી તેને ધક્કો મારી રસ્તાની બીજી બાજુએ હડસેલી મેલ્યો. સિંહના પંજામાં સપડાયલી હરીણી જેમ પોતાને સમય મળતાં છલંગ પર છલંગ મારતી દોડી જાય તેમ ફૂલ વેચનારી યુવતિ પણ યુવકના હાથમાંથી છૂટતાંની સાથે એકદમ પલાયન કરવા લાગી.

રસ્તા ઉપરની ગ્યાસની બત્તીઓના પ્રકાશની અંદર કાન્તિલાલ ફુલવાળી રમણિનું મુખ બરાબર રીતે જોઇ શક્યો હતો. તેનું મુખ જોતાંજ તે ચમક્યો હતો. રાજમહેલ રોડ ઉપર ખૂન કરી જે રમણિ રસ્તા ઉપર આવતી જોવામાં આવેલી હતી, જે સ્રીનું મુખ તે પોતાને ઘેર હંમેશાં રાત્રિના સમયે નિહાળતો હતો, કુમારી પ્રિયમતીનું નામ ધારણ કરી જે યુવતિ શિક્ષિકા તરીકે પોતાના ઘરની અંદર રહી ગયેલી હતી, તે રમણિજ તે આ ફુલવાળી છે એમ કાન્તિલાલના મનમાં દૃઢ નિશ્ચય થયો.

ફૂલવાળી નાસી જવાથી કાન્તિલાલના સાથીઓમાંથી એક જણે કહ્યું, " ચોર ! ચોર ! એ તો ચોર છે ! આપણા આ મિત્રના ખીસ્સામાંથી તે પાકીટ લઇને પલાયન કરી ગઇ છે ! તેમ ના હોય તો એ નાસી કેમ જાય ? "

આવી ચોરીની વાત સાંભળવાથી કાન્તિલાલના મનમાં સંદેહ ઉત્પન્ન થયો, પરંતુ તે તરફ ધ્યાન નહિ આપતાં તે પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો, " આ લોકો કહે છે તે વાત ખરી હશે ? આ સ્ત્રી રાત્રિના બે વાગતાને સમયે જાહેર રસ્તા ઉપર રાજમહેલ જેવા મોટા રસ્તાપર કેમ ફુલ વેચવા આવી હશે ?

એ ભાવના તેના મનમાં બહુજ બળવત્તર બની. તરતજ કાન્તિલાલ જે બાજુએ ફુલવાળી યુવતિ નાસી ગઇ હતી તે તરફ તેની પાછળ દોડયો. જેને કાન્તિલાલે પહેલાં ધકકો મારી દૂર ખસેડી મૂકયો હતો, તે તેનો મિત્ર પણ પોતાના બીજા મિત્રો સાથે હલ્લો કરતો કરતો તેની પાછળ દોડયો. સઘળું મંડળ નિશામાં મસ્ત બની ગયેલું હતું. જતાં જતાં તેમાંથી એક માણસ ઠેસ વાગતાં પૃથ્વી પર પટકાઇ પડયો. તેના સાથીઓ પણ એક પછી એક એમ એકની ઉપર એક પટકાઇ પડયા. કાન્તિલાલ ફુલવાળીને પકડવાના ઇરાદે ઉતાવળો ઉતાવળો તેની પાછળ દોડવા લાગ્યો.

સરિયામ રસ્તો મૂકી દઇ ફુલવાળી યુવતિ એક ગલીની અંદર પેસી ગઇ હતી. દોડતાં દોડતાં થાકી ગયેલી હોવાથી વારંવાર તે પાછું વાળી જોયા કરતી હતી. એટલામાં કાન્તિલાલ તેની પાસે આવી ઉભો રહ્યો; અને પેહેલાં પોતાની બ્હેનની પાસે જે નામ ધારણ કરી રહેલી હતી તે નામે તેને બોલાવતાં કહેવા લાગ્યો, " કુમારી પ્રિયમતિ ! બ્હીશો નહિ ! બ્હીશો નહિ ! હું તમારૂં અપમાન કરવા આવ્યો નથી ! પણ તમારી આવી સ્થિતિ જોઇ તમને મારાથી બની શકતી નાણાંની સહાય કરવા માટે આવેલો છું ! તમારા જેવી એક અનુપમ સ્વરૂપવાન સુંદરીને રહેવાનું સ્થાન નથી, ખાવાને માટે ખરચી નથી, અને સુવાને સારૂ બીછાનું નથી એ જોઇ મારૂં હૃદય દુઃખિત થયેલું છે; એટલા માટેજ હું તમોને સહાય આપવાના ઇરાદાથી તમારી પાછળ પાછળ આવ્યો છું !

કાન્તિલાલના શબ્દો સાંભળી તે ફુલ વેચનાર યુવતિએ પાછું વાળી કાન્તિલાલના મુખ સ્હામું જોયું. જોતાંની સાથેજ તે તેને ઓળખી શકી. તેણે કાન્તિલાલને પૂછ્યું, "કોણ કાન્તિલાલ !? કાન્તિલાલ શું તમે મને સહાય કરશો !? તમે તો મને ઘરની બહાર કહાડી મૂકી છે? તમારા લીધેજ હું રસ્તામાં ભટકતી ભિખારણના જેવી બની પોળે પોળે અને ગલીએ ગલીએ ભિખ માગતી ભટકું છું ! હવે મારે તમારા પૈસા લઇને પ્રાણનું રક્ષણ કરવું ઉચીત છે? તમે મારા પરમ શત્રુ છો ! હવે તમારા પૈસાને હું સ્પર્શ પણ કરીશ નહિ ! ખાવાનું નહિ મળે તો ભૂખે મરીશ! એ પ્રમાણે મરવું મને બહુજ સારૂ લાગશે ! પરંતુ શત્રુના પૈસાને સ્પર્શ કરવો મને સારો લાગશે નહિ ! મરવાનો હવે મને ભય નથી ! હું મારી મેળેજ મારા પ્રાણ આત્મઘાત કરીને બહાર કાઢીશ ! કિન્તુ તેમ કરી નાહક પાપની ભોક્તા થવાનો પ્રયત્ન નહિ કરૂં ! ભૂખનું દુઃખ સહન કરતાં કરતાંજ તે એની મેળેજ બહાર નિકળી જાય ત્યાંસુધી રાહ જોઇશ ! અન્ન વિનાના ઉપવાસોજ મને પ્રાણ કાઢવામાં સહાય કર્ત્તા થશે !"

કાન્તિલાલ તે ભીખારણ યુવતિનું કહેવું સાંભળી કેટલાક સમય પર્યંત તેના મુખ સ્હામું તિક્ષ્ણ દ્દષ્ટિએ જોઇ રહ્યો. થોડીવાર પછી તે બોલ્યો, "ત્યારે હવે તમે શું કરવા ધાર્યું છે? શું હવે તમે પુનઃ ચુંબન વિક્રયને માટે તે યુવકના તરફ જવાનો વિચાર ધારણ કર્યો છે?"

ફુલવાળીએ જવાબ આપ્યો, "એવા મિથ્યા દોષ આપી આપને શરમાવો નહિ ! હું તેવું કાંઇપણ કરવા માગતી નથી ! મારે કોઇની પાસે પણ જવું નથી ! ફક્ત ઉપવાસ કરીનેજ અંત લાવવાનો નિશ્ચય કર્યો છે ! હવે તમે મને છોડી દઇ ચાલ્યા જાઓ ! મારો કેડો લેશો નહિ ?"

કાન્તિલાલે અદ્યાપિ પર્યંત તેનો એક હાથ પકડી રાખેલો હતો.

કુલવાળી યુવતિએ તે છોડાવવા પ્રયત્ન કરવા છતાં તે તેણે છોડયો નહિ, પરંતુ વધુ મજબુતપણે પકડયો અને ગંભિરપણે કહેવા લાગ્યો, "જુઓ! હું કહું તે સાંભળો!" મારો તમને ચુંબન કરવાનો વિચાર નથી! તેવા વિચારથી હું તમારી પાસે આવ્યો નથી! તેમ ચુંબન લેવાને હું ચાહતો નથી! કોઇપણ અઘટિત કર્મ આદરવાની મારી ઇચ્છા નથી! કિન્તુ તમારા રેહેવાના અને ખાવા પિવાના ખર્ચનો બંદોબસ્ત કરી આપવાની ઇચ્છાથીજ હું અહીંયાં સુધી આવેલો છું! તમને સહાય આપી પાછો વળીશ! તમારા પ્રત્યે મારી કોઇપણ દુષ્ટ મનોભાવના થાય તેવો સંભવજ નથી! કેમકે મને તમારા પ્રત્યે સદ્ભાવ છે!"

આ પ્રમાણે વાત ચાલતી હતી એટલામાં એક ભાડાની ખાલી ગાડી ત્યાં આગળ થઇને નિકળી. ગાડીવાળાને કાન્તિલાલે ઉભો રાખી ભાડું ઠરાવ્યું અને કુલવાળીને કહ્યું, "ચાલો! આ ગાડીની અંદર બેસી જાઓ!"

કુલવાળી યુવતિએ પૂછ્યું, "શા માટે?"

"તમારી ખાવાપિવાની તથા રેહેવાની વ્યવસ્થા કરવા માટે હું તમને લઈ જવા ચાહું છું! કેટલીક બીજી પણ વધુ વાતચીત કરવાની છે તે હું તમને તેજ ઠેકાણે કરીશ!"

"મારે આવવું નથી! હું ગાડીમાં બેસીશ નહિ! તેમ તમારી સહાય લેવાનો મારો વિચાર પણ નથી!"

"મારી સહાય નથી લેવી? ઠીક છે! વારૂ! ત્યારે એક કામ કરો! આ તમારાં ફુલો મને આપો, અને એ ફુલનું મૂલ્ય લ્યો."

કુલવાળીએ તે સાંભળી મૂખ ભારે કરી છાબડીમાંનાં ફુલો પૃથ્વીપર ફેંકી દીધાં. અને તેને પોતાના પગવડે છુંદી નાંખી ધુળની સાથે મેળવી દીધાં. પછી તેણે કાન્તિલાલને કહ્યું, "બસ! હવે થયું!

જાઓ હવે ચાલ્યા જાઓ ! મને છોડી દો !"

યુવતિના આ પ્રમાણેના અસભ્ય વર્તનથી કાન્તિલાલના મનમાં ગુસ્સો આવ્યો. તેણે ગુસ્સાના આવેશમાં ફુલવાળીને કહ્યું:—" ગાડીમાં નહિ બેસે ? જો સારી રીતે નહિ બેસે તો હું બળથી તને પકડીને બેસાડીશ ! છતાં બૂમ મારશે અને જો પોલિસ આવી પહોંચશે તો પછી પહેલાંની હકીકત જણાવી દઇ પકડાવીશ ! માટે સારી રીતેજ મારા કહેવા પ્રમાણે ઝટ ગાડીમાં બેસી જા ! હઠ કરશે તો ચાલશે નહિ ! "

આ પ્રમાણે કહેવા છતાં પણ ફુલવાળી ગાડીમાં બેસવા કબૂલ થઇ નહિ, પરંતુ ઉલટી છૂટવા માટે પ્રયત્ન કરવા લાગી. કાન્તિલાલે તેને ઉંચકીને ગાડીમાં બેસાડી. પોતે પણ તેની પાછળ ગાડીમાં બેઠો. ગાડીવાળાને ગાડી એક હોટલનું નામ આપી તે તરફ ચલાવવા હુકમ આપ્યો.

તરતજ ગાડી હાંકવામાં આવી; અને બતાવેલા સ્થળે આવેલી હોટલના ચોગાનમાં ઉભી રાખવામાં આવી. કાન્તિલાલે તે સ્થળે તે કુમારીને હાથ પકડી નીચે ઉતારી. ગાડીવાનને તેજ સ્થળે થોડો વખત ગાડી ઉભી રાખવાનું કહી કાન્તિલાલે તે યુવતિને લઇ હોટલની અંદર પ્રવેશ કર્યો. બન્ને જણુ એક એકાંત રૂમમાં જઇ ટેબલ ઉપર બેઠાં. કાન્તિલાલે હોટલવાળાને બે ડીશો લાવવા હુકમ આપ્યો પછી તરતજ બંને જણ વાત કરવા લાગ્યાં.

કુમારીના મુખપર આ વખતે મૃદુ હાસ્ય સ્ફુરી આવ્યું. કાન્તિલાલે આ પહેલીવારજ તેના મુખપર હાસ્યની છાયા જોઇ. કુમારીએ વાત કરતાં કરતાં કાન્તિલાલને કહ્યું, " તમે ભલા માણસ દેખાઓ છો ! મારાથી તમને દોષ આપી શકાય તેમ નથી ! જો કે એક વખત એક બાબતમાં તમે મારા શત્રુનું કામ સાર્યું છે, છતાં એકંદરે

તમારી ચાલ ચલગત અને રહેણી જોતાં તમે સારા અને ભલા માણુસ છો એમ કહ્યા સિવાય ચાલતું નથી! તમે ઉંડો વિચાર કર્યો નથી, તેથીજ મને દોષિત માની બેઠા છો, કિન્તુ કોઇ પણ સમયે મારા હાથે કોઇના પણ પ્રાણ લેવાનો પ્રસંગ આવ્યો નથી. અગર તેમ બન્યું નથી એ હું તમારી ખાત્રી કરી આપીશ! પરંતુ હાલ તો હું એકજ કામ કરવા માગું છું.—"

"શું કામ કરવાનું છે તે સાંભળવાની કાન્તિલાલની ઇચ્છા નહોતી! તેના મનમાં ખાત્રી હતી કે આ સ્ત્રીએ એક માણુસનું ખૂન કરેલું છે, એટલે તેના મુખમાંથી ગમે તેવી વાત બહાર આવે તે કૃત્રિમ નહિજ હોય એની શી ખાત્રી? કુમારીએ તેને આ વખતે કહ્યું, "કાન્તિલાલ! જો કે આજે રાત્રિએ હું તમારા પૈસાવડે આહાર કરીશ, પરંતુ આવતી કાલે તેમ બનશે નહિ! ગમે તે રીતે હું આવતી કાલે પૈસા મેળવીશ અને તેથી મારો નિર્વાહ ચલાવીશ! કાન્તિલાલ! આ શહેરની અંદર એવા અનેક માણસો રોજને રોજ પોતાના ગુજરાન પુરતું નાણું પેદા કરી પોતાનો નિભાવ કરે છે. આ વિજયગઢ એક પ્રકારનો મધુકુંભ છે, અને માખીઓ તેમાં મધનો સંગ્રહ કરે છે. હું પણ અવશ્ય તે સ્થળે એકાદ કામ મેળવી શકીશ."

એટલામાં આપેલા ઓરડર મુજબ હોટલનો માણસ ખાવાની રકાબીઓ લઈ આવ્યો. કુમારીને આ વખતે અત્યંત ભૂખ લાગેલી હતી. મિષ્ટ અને ઉંચા પ્રકારનું ખાવાનું જોઇ તેના મુખમાં પાણી આવ્યું. પરંતુ ઉતાવળ નહિ કરતાં તેણે ધીમે ધીમે ખાવાનું શરૂ કર્યું. આહાર પૂર્ણ થતાં તેણે ફરીથી કાન્તિલાલને કહ્યું, "કાન્તિલાલ! તમે બહુજ સારા માણુસ છો! જે માણુસો પાપ કરનારા હોય છે, તેમના પ્રતિ તમારે નિર્દય બનવું જોઇએ તેને બદલે ઉલટા તમે તો પાપી માણુસો પર દયા કરો છો! આજે તમે મને પેટપૂર

ખાવાનું આપી મારા આત્માને તૃપ્તિ આપી છે તે માટે હું તમોને ધન્યવાદ આપું છું!

કાન્તિલાલે યુવતિની તે વાત પર લક્ષ્ય નહિ આપતાં પૂછ્યું. " કુમારી! આજે તમે રાત્રિ કિયા સ્થળે ગાળવાનો ઠરાવ કર્યો છે?"

" એક ગરીબ સ્ત્રીએ એક ભાડાનું ન્હાનું મકાન રાખેલું છે, તે ઘરની અંદર કેટલીક સ્ત્રીઓજ સૂઈ રહે છે! સ્ત્રીઓ સિવાય કોઇને પણ તે સ્થળે રહેવા દેવામાં આવતું નથી! તે સ્થળે હું પણ જઇને સૂઇ રહીશ! "

" વારૂ! પણ તમે કેવળ ફૂલ વેચીનેજ પોતાનો નિભાવ કરવાનું કેમ નક્કી કર્યું છે? તમારા જેવી સુંદર સ્વરૂપવાળી સ્ત્રીએ રાત્રિના સમયે સરિયામ રસ્તા ઉપર ફુલ વેચતાં ફર્યાં કરવું એ શું ઠીક કહેવાય છે? કોઇપણ અન્ય કાર્ય તમે જાણતાં નથી? તમે અભ્યાસ ક્યાં સુધી કર્યો છે?"

" પૂરતો અભ્યાસ કર્યો નથી એનીજ આ પિડા છે! આપની બ્હેનની પાસેથી નિકળી તે સમયે મારી પાસે થોડા પૈસા હતા તે ખરચાઇ જવાથી આજ રાત્રેજ ફુલ લઇ ઘર ભાડા જેટલી રકમ મેળવવાની આશાએ બહાર નિકળી હતી! મ્હોટેથી બૂમ મારી ફુલ વેચતાં શરમ પ્રાપ્ત થતી હોવાથી નજદીક આવી ધીમેથી વાત કરતી હતી; એટલામાં તમારા મિત્ર તરફથી જે કાંઇ કાર્ય બન્યું તે તમે જોયું છે! હવેથી રાત્રે બહાર નહિ નિકળવાનો તેમ ફુલ નહિ વેચવાનો મેં ઠરાવ કર્યો છે!"

" એતો બહુજ સારી વાત કેહેવાય! વારૂ! તમે સારી રીતે લખી વાંચી જાણો છો?"

" જોકે ઉત્તમ રીતે તો નહિજ! પરંતુ સામાન્ય રીતે સારૂ લખી વાંચી જાણું છું!"

" તમે ગમે તેવા અક્ષર હોય છતાં બરાબર વાંચી શકો ખરાં ? "

" હા ! ગમે તેવા ખરાબ અક્ષરો હોવા છતાં હું તે વાંચી શકું ખરી ! પરંતુ જોઇએ તેવું લાંબો વખત લખી શકાય નહિ ! "

" વારૂ ! હરકત નહિ ! દિવસમાં એકાદ બે કલાક લખવાનું હોય તો લખી શકો ખરાં ? "

" સમયને અનુસરી સહુ કાંઈ કરાય ! જ્યાં જરૂરીઆત હોય ત્યાં પછી કામ કર્યા સિવાય છૂટકોજ કયાંથી થાય ? વખતસર ગમે તેટલા કલાક લખવું પડે તો તે પણ લખાય ! "

" બહુ સારૂ ! દિવસમાં છ કલાક એક જગો પર બેસી લખવાનું મળે તો લખી શકશો ? "

" તે પણ બને ! "

" બહુ સારૂ ! ત્યારે હુંજ તમને એક કામ આપીશ ! મેં એક કલ્પિત શક્તિને અનુસરી નોવેલ લખી કાઢયું છે ! જો કે ઉતાવળમાં લખાયેલું હોવાથી છાપખાનાવાળાઓ તે અક્ષરો વાંચી શકતા નહિ હોવાથી મારે તેની એક બીજી કોપી ઉતરાવવાની છે. જો તમેજ તેની નકલ કરી આપો તો તેથી મને પણ લાભ થાય તેમ છે ! તમારી તે મેહેનતના બદલામાં હું તમને પણ દર અઠવાડીએ પાંચ પાંચ રૂપીયા આપતો રહીશ ! "

કાન્તિલાલની ઉદારતા જોઇ કુમારીનાં નેત્રો પ્રફુલ્લિત બન્યાં. તેના મુખપર આનંદનું હાસ્ય પ્રગટી નિકળ્યું. તેનાં નેત્રોમાંથી આનંદાશ્રુ વહેવા લાગ્યાં. કાન્તિલાલે તેના હાથમાં એક સુવર્ણની ગીની મૂકતાં કહ્યું, " આજે તો તમે જે મકાનની અંદર રાત્રિ વ્યતિત કરવાનો ઠરાવ રાખ્યો છે ત્યાંજ રાત્રિ ગાળી કાઢો. કાલે પછી એકાદ સ્વતંત્ર મકાન શોધી કાઢી ત્યાં રહેવાનો ઠરાવ રાખજો. મહિને બે ત્રણ રૂપીયાનું ભાડું આપવાથી એકાદ સારૂ મકાન મળી શકશે ! જે સ્થળે

તમે મકાન નક્કી કરી રાખો તે ઠેકાણું મને લખી જણાવજો, એટલે હું તે સ્થળે તમને મારા લખેલા કાગળો, કોરા આંકેલા લખવાના કાગળો, તેમજ તમારા ખર્ચને માટે કેટલાક પૈસા અગાઉથી મોકલાવી આપીશ ! હવે તમારે જવું હોય તો સુખેથી જાઓ ! ”

આ પ્રમાણે કહી કાન્તિલાલ તે યુવતિને સાથે લઇ હોટલ બહાર આવ્યો. ગાડી ત્યાંજ ઉભેલી હતી. ગાડી વાળો અંદરની બાજુએ ઉંઘતો પડયો હતો તેને કાન્તિલાલે ઉઠાડી તેના ભાડાના પૈસા ચૂકાવી આપ્યા, અને કુમારીને ગાડીની અંદર બેસાડી !”

કુમારીએ કાન્તિલાલને પૂછ્યું, “ ત્યારે તમારે ઘર તરફ જવું નથી ? ”

“ ના ! મારે હજી વાર છે. તમે જાઓ ! આ હોટલના શિરનામેજ મને પત્ર લખી જણાવજો એટલે મને મળશે ! ”

ગાડીવાળાએ કાન્તિલાલના કહેવાથી ગાડી ચલાવી. કાન્તિલાલ પણ પોતાના ઘર તરફ વળ્યો. તે પોતાના ઘરની નજીકમાં આવ્યો એટલામાં તેનાથી વિખુટા પડેલા તેના મિત્રોનું ટોળું ત્યાં આગળ આવી પહોંચ્યું. તેમાંના એક મિત્રે આવી કાન્તિલાલનો હાથ પકડી કહ્યું, “ કાન્તિલાલ! તેંજ અમારા હાથમાં આવેલો શિકાર છોડાવી દીધો છે ! માટે ચાલ તેને હાજર કર ! ”

કાન્તિલાલે તેને જવાબ આપ્યો, ! “ ન્હાનુભાઈ ! તને ખબર છે ! એ બિચારી સારા ઘરની કન્યા હતી ! કુદરતની વિચિત્રગતિને લઇ તે ગરીબીમાં આવી ગયેલી હોવાથી ફુલ વેચવાને ઇરાદે ફરતી હતી. જ્યારે તેની સારી વખત હતી ત્યારે પહેલાં મેં તેને એક વખત જોઇ હતી. તેથીજ મેં તેને તમારા હાથમાંથી છોડાવી હતી. આબરૂદારની આબરૂ લેવી એ શું તમારા જેવા સારા માણસનું કર્ત્તવ્ય છે ? હવે તમને તેનો પત્તો મળવો મુશ્કેલ છે ! ”

" નહીં મળે તો ખેર ! પણ તારા તેવા આચરણથી મારો તો તેને પકડવા માટે દોડી દોડીને દમ નિકળી ગયો છે. બહુજ થાક લાગ્યો છે. ચાલો ત્યારે એક બાટલી બ્રાન્ડી મગાવો, તો એ વાત જવા દઉં, નહિ તો તમને છોડવાનો નથી ! "

" ભલે ! એજ છેને ! લ્યો ! તમે મંગાવી લ્યો. પછી કાંઇ ! " એમ કહી પોતાના ખીસ્સામાંથી એક રૂપિયો કાઢી આપ્યો.

સઘળા મિત્રો તે લઇ ચાલતા થયા. કાન્તિલાલ પણ પોતાને ઘેર ગયો, અને રાત્રિ બહુ વ્યતિત થઇ ગયેલી હોવાથી સુઇ ગયો.

---

## પ્રકરણ ૯ મું.

## અણુચિંતવી આફત.

બીજે દિવસે બપોર પછી કુમારીના નવિન મકાનનું ઠેકાણું કાન્તિલાલને પત્રદ્વારાએ પ્રાપ્ત થયું. તરતજ તે ઠેકાણા પર કાન્તિલાલે નોવેલના લખેલા કાગળો તથા સાદા લીટીવાળા કોરા કાગળોનું બંડલ પેક કરી, પોષ્ટદ્વારા મોકલાવી આપ્યું. અને પોતે દિવાનખાનાનું બારણું બંધ કરી લખવા બેઠો. થોડી વાર થઇ નહિ એટલામાં કોઇએ બહારની બાજુએથી બારણું ખખડાવ્યું. કામના વખતમાં અડચણ થતાં કાન્તિલાલના મનમાં હંમેશાં ક્રોધ ભરાતો, અને તેથી કામની વખતે ગમે તે આવ્યું હોય છતાં બારણું ઉઘાડતો નહિ. આવી રીતે ઘણી વખતે અનેક માણસો તેને ખાસ મળવા આવેલાં હોવા છતાં પાછાં ફરી જતાં હતાં. કેટલીક વખત કાન્તિલાલને નુકશાન પણ થતું. ખરાં અગત્યનાં કામો અટકી જતાં તેથી આજે બારણાં ખખડતાંની સાથેજ ઉભો થયો, ને બારણું ઉઘાડયું. દ્વાર ખુલતાંની સાથેજ

એક માણસ અંદર આવ્યો. આવેલા માણસને કાન્તિલાલે ઓળખ્યો નહિ, છતાં તે માણસે કાન્તિલાલને પૂછ્યું, " તમે મને ઓળખ્યો ? "

" ના ! હું તમને ઓળખી શક્યો નહિ ! આપને કોઇ પણ વખત જોયેલા નથી ! કહો ! આપનું પધારવું કેમ થયું છે ? " કાન્તિલાલે આવેલા માણસને કહ્યું

આવેલા માણસે ટોપી માથેથી ઉતારી પોતાના હાથમાં પકડેલી હતી. એક આંગળી પર તે તે ટોપીને ગોળ ફેરવ્યા કરતો હતો. તેનું મુખ સુંદર હતું, પરંતુ કાંઇ ભયમાં હોવાથી તે કલાન્ત બની ગયેલું જણાતું હતું. કાન્તિલાલને તેણે પોતાની ઓળખાણ આપતાં જણાવ્યું, " કેમ સાહેબ ! આપ મને ઓળખી શક્યા નહિ ? પહેલાં એક વખત આપણે બન્ને મળેલા છીએ છતાં ભૂલી જાઓ છો ?"

" વખતે ભૂલી ગયો હોઇશ ! વારૂ ! જણાવો કે આપણે પેહેલાં ક્યાં મળ્યા હતા ? જણાવશો કે આપ શું કાર્યને માટે પધારેલા છો? હાલમાં મને બહુજ ઉતાવળનું કામ હોવાથી આપને આ રીતે પૂછવું પડે છે. "

" પુરૂષનો કામ એજ ખોરાક છે. ! "

" ખરૂં છે ! માણસ માત્રને પૈસાને માટે કાર્ય કરવાની જરૂરીયાત છે ! કાર્ય સિવાય પૈસાની પ્રાપ્તિ થતી નથી ! પૈસા સિવાય સંસારમાં ચાલતું નથી ! પૈસાજ સંસારમાં સાર વસ્તુ છે ! "

" તેનુંજ મારે કામ છે ! "

" મારા પૈસાની સાથે તમારે શું સંબંધ છે ? મહા મહેનતે મેળવેલા પૈસા શું બીજાને અવસ્થા આપી દેવાના હોય છે ? "

" મહાશય ! આપે હજી મને ઓળખ્યો નથી તેથીજ એમ બોલો છો ! જ્યારે ઓળખાણ પડશે ત્યારે તમે આનાકાની કરશો નહિ ! "

" તો પછી આપ જણાવી દો કે મારી અને તમારી મુલાકાત ક્યાં આગળ અને કેવી રીતે થયેલી હતી ? તેથી તુરતજ જણાશે કે હું અને તમે પહેલાં કોઇ વખત મળેલા છીયે કે નહિ ! "

" ઠીક ! ક્યાં મળ્યા હતા ? જે દિવસે તમે અને હું મળેલા તે દિવસે તમારા હાથની અંદર લોહીનો ડાઘ હતો ! પોલિસને તમે જ-ણાવ્યું હતું કે આ રસ્તા ઉપરના કોઈ પણ મકાનની અંદર ખૂન થયેલું છે ! જે મકાનની અંદર ખૂન થયેલું હતું તે ખૂનવાળી જગો ઘરના બીજા માળ પરના એક ઓરડાની અંદરની હતી. બીજી વખત આપણે જંગલની અંદર મળ્યા હતા. તમે મારા હાથમાંથી પેલી પાપિ-ણીને છોડાવી હતી ! "

કાન્તિલાલ તેનું કહેવું સાંભળી કિંચિત્ ભય પામ્યો. તેણે પો-તાના મનમાં કહ્યું, " આ માણસ કોણ ? હાં ! હાં ! એજ ! એજ ! " એમ પોતાના મનમાં નિશ્ચય થયો. એ શા માટે આવ્યો હશે તેનું અનુમાન કરવા લાગ્યો. આખરે તેણે આવેલા માણસને પૂછ્યું, " ત-મારૂં કેટલુંક કહેવું અસત્ય છે ! જેવી ઘરની અંદરથી બૂમ સાંભળ-વામાં આવી તેવીજ મેં સીટી મારી પોલીસને બોલાવી હતી. ખૂન થયેલું છે એવું મેં કહ્યું નહોતું ! "

" ભલે નહિ કહ્યું હોય ! પરંતુ તમારા હાથની અંદર પડેલો લોહીનો ડાઘ ફક્ત મેં એકલાએજ જોયો હતો. બીજા કોઈ માણ-સના જોવામાં આવ્યો નહોતો એ વાત તો ખરીને ? જો તમે મને અત્યારે "—

" શું એટલા માટે તમો મારી પાસેથી પૈસા પડાવવા અહીયાં આવેલા છો ? મારા તરફથી પૈસા મળે તો તમે એ વાત છૂપી રાખો એવી તમારી મતલબ છે ? "

" હા ! વિચાર તો એવો ખરો ! "

" કેવા મૂર્ખ માણસ છો ? મારી પાસેથી પૈસા મળશે એવી આશાએ તમે આવ્યા એ તમારી કેવી મોટી ભૂલ છે ? અહીંયાં તમારૂં કાંઇ પણ વળશે નહિ ! ખાલી વખત ગુમાવશો એજ ! જાઓ, નિકળો અહિંથી ! "

" તમને ખબર છે કે ખૂનીને પકડી આપવાને માટે ત્રણ હજાર રૂપિયાનું સરકાર તરફથી ઇનામ જાહેર થયું છે ? તમે તે ત્રણ હજાર રૂપીયા આપો તો ઠીક છે, નહિ તો પછી મારે પૈસાની જરૂર હોવાથી તે સરકારમાંથી મેળવવાનો પ્રયત્ન કરવો પડશે ? "

" ઘણી ખુશીથી તેને માટે પ્રયત્ન કરો ! "

" થોડા રૂપિયા આપો તો મારે તેમ કરવાની જરૂર નથી ! "

" હું તો તમને એક પાઇ પણ આપનાર નથી ! "

" પચાસ આપશો ? "

" નહિ ! એક પાઇ પણ નહિ ! "

" પચીસ ! "

" ના ! "

" પાંચ ? "

" તે પણ નહિ ! "

" એક રૂપીયો તો આપો ? "

" ના તે પણ નહિ મળે ! "

" ઠીક છે ! આપે એક બીજો ગુનોહ કર્યો છે, તે જાણમાં છે ? ખૂનીને પકડતાં તમે હાથમાંથી છટકાવી દીધેલો છે, તે તમને માલમ છે ? "

" હા ! એક વખત તમને જણાવ્યું છે કે તમારે ચાહે તે કરો, મારા તરફથી કોડી પણ તમને મળશે નહિ ! "

આવેલો માણસ નિરાશ થવાથી ઘરની અંદર ચારે બાજુએ

નજર કરવા લાગ્યો. કાન્તિલાલ તેની ચારે તરફ ફરતી નજર જોઇ ધૈર્ય ધારણ કરી શક્યો નહિ. તે એકદમ ખુરસી ઉપરથી ઉભો થયો, અને આવેલા માણસને કહ્યું, "ચાલો, ચાલ્યા જાઓ! કેમ વાર કરો છો? મને બહુજ કામ છે, તમારી માફક હું કાંઇ નવરો નથી! મને ખોટી કરો નહિ, મારે ઉતાવળનું કામ છે?"

કાન્તિલાલના આ પ્રમાણે કહેવા છતાં તે માણસ ત્યાંથી હઠયો નહિ, તેથી કાન્તિલાલે તેની ગરદન પકડી ઘરની બહાર કહાડયો, અને ઘરનાં દ્વાર બંધ કર્યાં.

તે દિવસે બીજું કાંઈ પણ કાર્ય કરવામાં કાન્તિલાલનું ચિત્ત લાગ્યું નહિ. તેનું મન અનેક વિચારોમાં ગુંચવાઇ ગયું. આ માણસ કોણ? એજ વિચારો તેના મનમાં વારંવાર આવવા લાગ્યા. ખૂનની રાત્રિએ પોલિસની સાથે આવેલા જે માણસે પોતાના હાથમાં લોહીનો ડાઘ જોવાથી સચેત બનાવ્યો હતો, એજ માણસ આ હોવો જોઇએ! એમ તેનો નિશ્ચય થયો. હવેજ તેની ખરાબ મતલબનો તેને ખ્યાલ આવ્યો! તેણે અવશ્ય પોતાના ઉપરજ ખૂની તરીકેનો આરોપ ગોઠવવાનો વિચાર રાખ્યો હશે, એમ અનુમાન થયું! પોલિસમાં તે પોતાના નામેજ ખૂની તરીકેનો ઇકરાર કરશે એમ સમજાયું! તરતજ મનની સાથે પોતાની સત્યતાની પ્રતિતિ થઇ. તે બોલી ઉઠયો, "ગમે તે કરો, તેથી મારે શા માટે ભય રાખવો? સત્ય તે હંમેશાં સત્યજ છે! હું નિર્દોષ છું! સંપૂર્ણ રીતે નિર્દોષ છું! મારે ભય રાખવાનું કશું કારણ નથી."

બે ચાર દિવસ એવી ને એવીજ ચિંતામાં કાન્તિલાલે નિર્ગમન કર્યા. પ્રતિપળે વિચારમાં ને વિચારમાં તે પોતાના મનની સાથે કહેવા લાગ્યો, "મને શું સુઝયું કે હું તે દિવસે રાત્રે તે ઘરની અંદર ગયો! શા માટે મેં પોલિસના માણસને બાતમી આપી? અરે! શા માટે

મેં તે અબળા યુવતિને પકડી ? સારા ઉદ્દેશથી સઘળું કરવા છતાં આજે ખૂનનો આરોપ મારે માથેજ આવવાનો સમય ? મને લાગે છે કે જે માણુસ આવ્યો હતો, તે ખૂનની હકીકત થોડી ઘણી પણ જાણતો હોવો જોઇએ ! એ યુવતિની સાથે એને કાંઇને કાંઇ પણ ઓળખાણ હોવું જોઇએ ! ખરેખર ! મારે તેજ વખતે તેને પકડાવવો જોઇતો હતો ! પરંતુ હવે શું ઉપાય ? ”

આવી રીતે કેટલાક વખત પર્યંત વિચાર કરી કાન્તિલાલ છેવટના નિશ્ચય પર આવ્યો. તેણે કુમારીની મુલાકાત લેવા જવાનું નક્કી કર્યું !

કુમારીનું ખરૂં નામ તે જાણતો નહોતો. ફક્ત પોતાની બ્હેનને ત્યાં જાણવામાં આવેલા કુમારી પ્રિયમતિના નામથીજ તે તેને પિછાનતો હતો. નવા આવેલા કુમારી મનોરમાના નામના પત્તાપર ખરૂં શું છે તે જાણવાની ખાતર આજે તે તે સ્થળે જવા તૈયાર થયો.

## પ્રકરણ ૧૦ મું.

## કુમારી પ્રિયમતિ કે કુમારી મનોરમા ?

કાન્તિલાલ તરતજ ગાડી કરી કુમારી પ્રિયમતિના મુકામ ઉપર પહોંચ્યો. ઘરનું દ્વાર બંધ હતું, તેથી બહારની બાજુએથીજ તેણે દ્વારપર ટકોર કર્યો. એક ડોસીએ આવી બારણું ઉઘાડયું. કાન્તિલાલે તે ડોસીને પૂછ્યું, “ કુમારી મનોરમા અહિંયાં રહે છે ? મારે તેમને મળવું છે ! ”

“ કુમારી મનોરમાએ કોઇની સાથે પણ મુલાકાત લેવાની મના કરેલી છે. ”

"હરકત નહિ! લ્યો આ મારૂં વિઝીટીંગ કાર્ડ તેમને આપો." એમ કહી પોતાના નામનું વિઝીટીંગ કાર્ડ તેણે ડોસીને આપ્યું. ડોસીએ કાન્તિલાલને અંદરની બાજુએ એક ખુરસી પર બેસાડી કહ્યું:— "હમણાં હું ખબર આપીને આવું છું. તમે અહીંયાં બેસો! અન્ય કોઇ માણુસ આવેલો છે, તેની સાથે તેઓ હમણાં વાતમાં છે!"

કાન્તિલાલ અન્ય માણુસને આવેલો જાણી આશ્ચર્ય પામ્યો. તેણે ડોસીને પૂછ્યું, "કોણુ છે, કોઈ પુરૂષ છે? કુમારી મનોરમાનો ભાઈ છે?"

"ભાઇ બાઇ તો હું જાણુતી નથી! પરંતુ કોઇ આવેલો છે! તેની સાથે તે વાત કરે છે એટલું જાણું છું!"

બીજી કાંઇ પણુ વાત આગળ નહિ કરતાં કાન્તિલાલ પાસે પડેલી ખુરસી પર બેઠો. ડોસી ઉપરના માળ ઉપર મનોરમાને કાન્તિલાલનું કાર્ડ આપવા માટે ચાલી ગઈ.

પાંચ મિનિટ થઈ નહિ, એટલામાં મનોરમા કાન્તિલાલ બેઠો હતો તે ઠેકાણે આવી ઉભી રહી. સહાયદાતાને પોતાની સમીપમાં આવેલો જોઇ નમ્રતાપૂર્વક તેનો આદરસત્કાર કરી તે બીજી એક ખુરસી ખેંચી સામે બેઠી, ને પોતાના મ્લાન બની ગયેલા મુખને કિંચિત્ પ્રફુલ્લ કરતાં કહ્યું, "આપે મોકલાવેલા કાગળો મેં લખી તૈયાર કર્યા હશે એમ સમજી આપ ખબર કહાડવા આવેલા હશો? આપના લખેલા હસ્તાક્ષરો મને સારી રીતે ઉકલ્યા છે, બરાબર સ્પષ્ટ નકલ ઉતારી શકાય છે! લગભગ વીસેક પૃષ્ઠો તો લખી પણુ કહાડયાં છે! આપને જોવાની ઇચ્છા હોય તો લઇ આવું? આપ તે તપાસશો?"

"ના! એટલા માટેજ હું આવ્યો નથી! કોઇ બીજાજ કામને લઇને અત્રે આવેલો છું! તમે પેહેલાં જણાવ્યું હતું, કે, મારે કોઇ ભાઇ કે ભત્રીજો નથી, માબાપ નથી, તેમ સંસારમાં કોઇપણુ અંગત

સંબંધી નથી! પણ હમણાંજ તમારી ઘરવાળી ડોસીના મુખે સાંભળ્યું છે કે, " તમારો કોઈ ભાઇ તમને મળવા માટે આવેલો છે! તો ખરૂં શું છે ? "

મનોરમા કાન્તિલાલની વાત સાંભળી પોતાના મનમાં સંકોચ પામતી બોલી, " આપને એ વાત શા માટે પૂછવી પડે છે ? "

" આજે એક માણસ મારા ઘર આગળ મને ભય બતાવવાને માટે આવ્યો હતો. તે એમ કહેવા માગતો હતો કે, રાજમહેલરોડ ઉપર થયેલા ખૂનનો કર્તા હુંજ છું! અને તેમ નહિ તો તે ખૂન કરવામાં મદદગાર તરીકે કોઇ પણ રીતે મારો હાથ છે! એ વાત કહેનાર માણસ કોણ હતો તે પણ હું તમને જણાવું છું! તે દિવસે રાત્રે તમે જેવાં ઘરની અંદરથી નાસીને બહાર નિકળ્યાં તેવાં મેં તમને પકડયાં હતાં, એ વાત તો તમને યાદ હશે! તે વખતે તમારા હાથે અગર કપડાંના ઉપર છંટાયેલા લોહીના ડાઘ મારા હાથપર પડયા હશે! તે મારી જાણમાં નહોતું. પોલિસ આવી, તે વખતે તે માણસે મારા હાથપર પડેલા ડાઘ જોયા હશે! માટે હું તમને પૂછું છું કે, જે વખતે તમે એ કાર્ય કર્યું, તે વખતે તમારી સાથે કોઇપણ મદદ કરનાર માણસ હતું ? "

મનોરમા ભયથી કાંઈક શંકા પામતી કહેવા લાગી, " જે માણસે આપને ભય બતાવ્યો છે, તે માણસનો ચહેરો કેવો હતો ? "

" તેના આખા શરીરનું વર્ણન તો બરાબર રીતે જોવામાં આવેલું નહિ હોવાથી આપી શકાય તેમ નથી! છતાં તેનું મુખ બહુજ સુંદર દેખાવવાળું, અને હાસ્યથી અહરનિશ ભરેલું હોય તેવું દેખાય છે. તેનું તે હાસ્ય અતિશય ભયાનક છે! તે બહુજ ઉંચો છે, અને તેનાં નેત્રો પીળાં છે! "

" ઠીક! ઓળખવામાં આવ્યો! હું એને ઓળખું છું! "

" એ માણુસ કોણ છે ? તે શું જાણવા આવેલાં છો ? "

" એ બે દિવસ પેહેલાં અહિં આવેલો હતો. તે થોડીવાર ઉભો રહી એકાદ બે વાતો કહી ચાલ્યો ગયો હતો. "

" મેં પ્રથમ પૂછેલા પ્રશ્નનો તમે બરાબર જવાબ આપ્યો નહિ. પ્રથમ મેં પૂછ્યું, તેનો ઉત્તર આપો ! જ્યારે તમે એ ભયંકર કાર્ય કર્યું, ત્યારે તે તમારી સાથે હતો ? "

ભય પામતાં કુમારીએ કહ્યું, " એ વાત કોઇએ પણ જાણવા જેવી નથી. જે માણુસ આપને ભય બતાવી ગયો છે, તેના સિવાય કોઇને પણ તે બાબતનું દબાણ કરવા જેવું નથી. "

" નહિ ! એ વાત કોઇને પણ જાણવા દેવામાં આવશે નહિ ! "

બહુ વખત વિચાર કરી કુમારીએ કહ્યું, " હા, હતો ! "

" કેટલાં માણસો તે વખતે હાજર હતાં ? "

વિચાર કરી કુમારીએ જણાવ્યું, " ત્રણ માણસો ! "

" સ્ત્રીઓ કે પુરૂષો ? "

" બે પુરૂષો અને એક સ્ત્રી. "

" ત્રણે માણસો મદદમાં હતાં ? "

" ના ! એકજ માણુસ મદદમાં હતો. "

" બસ ! હવે હું બીજું કાંઈ પણ જાણવા માગતો નથી ! એજ માણુસ મારી પાસે પૈસા પડાવવા આવ્યો હતો ! એ હવે મારા સમજવામાં બરાબર રીતે આવ્યું છે. તમને તમારા કામમાં વિલંબ થાય છે માટે તમે તમારે કામે લાગો ! હું પણ હવે બહુવાર થયેલી હોવાથી જાઉં છું ! "

" આપના પુસ્તકની જે કોપીઓ મેં લખી છે, તે કોપીઓ જોશો નહિ ? "

" ના ! અત્યારે નહિ ! " એ પ્રમાણે કહી કાન્તિલાલ પોતાની

ખુરસી ઉપરથી ઉભો થયો, અને જવા માટે દ્વાર તરફ વળ્યો; એટલામાં કુમારી મનોરમા તેની પાછળ ગઇ, અને બહુજ નમ્રતાપૂર્વક કેહેવા લાગી, “જરા વાર ઉભા રહો! ઉભા રહો! મારી સાથે જરા સ્નેહથી મિષ્ટ વાત કરો! આપે મને શરીર પોષણુ માટે આહાર આપ્યો છે! તેવીજ રીતે મારા આત્માને શાન્તિ આપવા માટે પ્રયત્ન કરો! આપના મુખમાંથી સહાનુભૂતિસૂચક એકાદ બે વાક્યો સાંભળવાની મારી ઇચ્છા છે!”

વાતમાં ને વાતમાં રમણીનું મુખમંડળ સહસા પ્રફુલ્લ બન્યું! તે સ્વર્ગની સુંદરી સમાન સુંદર દેખાવા લાગી. તેના કંઠમાંથી અમૃતનું સિંચન થતું હોય તેવા મીઠા શબ્દો વર્ષવા લાગ્યા. કાન્તિલાલ તે સાંભળી પોતાનું આત્મભાન ભૂલી ગયો. રમણિએ કાન્તિલાલનો હસ્ત પોતાના હાથમાં લીધો! કાન્તિલાલે પણુ તેનો હાથ પોતાના હાથમાં લીધો. જે રમણિને ક્ષણુવાર પહેલાં કાન્તિલાલ મનુષ્યના રક્તવડે રંગાયલા હાથવાળી કલંકિત સમજતો હતો; તે રમણિને ને તે વાતને ક્ષણુવારમાં વિસ્મૃત થઇ જઈ તેનેજ અતિશય પવિત્ર તરીકે તે માનવા લાગ્યો. તે બહુજ નમ્રપણે કહેવા લાગ્યો, “હું તમને શું કહું તે ભયંકર રાત્રિનો પૂરેપૂરો ઇતિહાસ જ્યારે તમે મને અક્ષરશઃ જણાવશો, ત્યારે હું તમારા પ્રતિ સદ્‌વ્યવહારથી વર્તન કરીશ! જે માણસનું તમે ખૂન કરેલું છે, તે માણસ દેખીતો કંગાલ જેવો જણાતો હતો! મને લાગે છે કે તમારો તેની સાથે વિવાહ થયેલો હોવો જોઇએ! ભલે તે વિવાહ તમારી ઇચ્છાપૂર્વક નહિ થયો હોય, પણુ તેણે પોતાની સત્તાના જોરે કર્યો હશે! તમે તેને તેમ કરવા ના કહી હશે! તેણે તમને ચુંબન કરવાનો પ્રયત્ન કર્યો હશે! તમે ભય પામી તમારી પાસેનું ખંજર તેના હૃદયમાં ખોસી દીધું હશે! એ બનાવ કેવી રીતે બનવા પામ્યો તે તમે મને અદ્યાપિ પર્યંત સ્પષ્ટપણે સમજાવ્યું નથી! કિન્તુ, ત્યાર પછીજ તમે ખંજર હાથમાં લઇ ઘર બહાર નાસી આ-

ત્યાં હશો ! ખરૂં કે નહિ ? સઘળી વાત ખરેખરી જો તમે મને તમારા મુખેજ કહેશો, તો પછી હું "—

બોલતો બોલતો કાન્તિલાલ એકદમ અટકી ગયો. પોતે શું બોલ્યો અને શું બોલે છે, તેનું તેને બિલકુલ ભાન નહોતું ! તેના મનમાં એમજ એકાએક વિચાર આવ્યો કે મેં કાંઈ પણ ના કહ્યું હોત તો ઠીક થાત !

કાન્તિલાલને બોલતો અટકી ગયેલો જોઇ, તે યુવતિએ વિહ્વલ અને ભયગ્રસિત થતાં કહ્યું, " ના ! ના ! આપ કહોછો તે પ્રમાણે બનેલું નથી ! આપના સમજવામાં ભૂલ થઇ છે ! આપની સઘળી ધારણા ભૂલ ભરેલી છે ! તમે જે પ્રમાણે મને અદ્યાપિર્યંત નિષ્ઠુર માનો છો, તે પ્રમાણેજ માને જાઓ, એમાંજ મને આનંદ છે ! "

રમણિનું માર્મિક બોલવું સાંભળી કાન્તિલાલે આગ્રહપુર્વક પૃછયું, " કેમ ! એમ કેમ ? એવી માન્યતા મનાવવામાં કેમ આનંદ માનો છો ? શું તમે તે માણસનું જાણીબુજીને, સ્વેચ્છાપૂર્વક કે વગર વાંકે ખૂન કર્યું છે ? નહિ ! નહિ! એમ બનવું તો અસંભવિતજ છે ? "

" હા ! અસંભવિત તો ખરૂંજ ! માણસ ખરેખર કંગાલ જેવો હતો એ વાત પણ સાચી છે ! હું તેના મનમાં બહુજ પ્રિય લાગતી હોઇશ એ વાત પણ સાચી છે ! "

વાત સાંભળતાની સાથેજ કાન્તિલાલ સહસા તે રમણિની પાસેથી બે કદમ પાછો હઠી ગયો. તેના મનમાં સ્ત્રી જાતિની અતિશય અદ્દભૂતતા વિષે વિચાર ઉપસ્થિત થયો ! સ્ત્રીઓના અદ્દભુત પ્રેમની શક્તિનું તેને ભાન થઇ આવ્યું ! કોઇ પણ સ્ત્રી તદ્દન હાડપિંજર સમાન દેખાતા પુરૂષપર ઇચ્છાર્વપૂક પ્રેમ કરે એ તેને અસંભવિત જણાયું ! આ યુવતિ તદ્દન ખોટી હકીકત જણાવે છે એમ તેની ખાત્રી થઇ ! જેવી આ સ્ત્રી ખોટું બોલનારી છે, તેવીજ તે ખૂની હોવી જોઇએ

એવો તેને દૃઢ નિશ્ચય થયો. આ રીતે મનની સાથે વિચાર કરી તેણે કહ્યું, " નહિ નહિ ! તે તમને પ્રિય હોય એવું મને લાગતું નથી ! એમ બનવું અશક્ય છે ! કોઈ પણ સ્ત્રી દ્રશ્ય મૃતવત્ વ્યક્તિને ચહાતી હોય એ માની શકાય તેવું નથી ! જો તમે અત્યારે કહો છો તે પ્રમાણેજ તેને ચહાતાં હોત તો તમે તેનું કદાપિ ખૂન કરત નહિ ! તમારૂં કહેવું વિશ્વાસનિય નથી ! "

રમણિએ કાંઇ પણ ઉત્તર આપ્યો નહિ ! કાન્તિલાલ તેને મૌન્યપણું ધારણ કરી રહેલી જોઇ અનુમાન કરવા લાગ્યો કે, ખરી હકીકત જણાવવાની તેની ખુશી નથી ! ઠીક છે ! ક્યાં સુધી છૂપાવે છે, તે જોઉં છું ! એમ કહી તરતજ કાન્તિલાલ કાંઇ પણ ન બોલતાં પોતાના મકાન તરફના રાજમાર્ગે વળ્યો. તે થોડેક દૂર ગયો હશે એટલામાં એક પુરૂષ તેની આડે ઉતર્યો ! કાન્તિલાલે તે પુરૂષનું મુખ જોતાંજ તેને ઓળખી કહાડયો ! તે પુરૂષે પણ થોડેક આગળ ચાલી પાછળ નજર કરી કાન્તિલાલના સ્હામું જોયું. તેણે પણ કાન્તિલાલને ગ્યાસની બત્તીના અજવાળાથી ઓળખી લીધો ! કાન્તિલાલ તે માણસ ક્યાં જાય છે તે તિરછી નજરે જોવા લાગ્યો ! તરતજ તે માણસ મનોરમાના ઘર આગળ જઇ પહોંચ્યો. તે ઘરમાં જાય છે કે નહિ તે જોવા માટે કાન્તિલાલ રસ્તા વચ્ચેજ થોડીવાર ઉભો રહ્યો ! મનોરમાના ઘરનાં દ્વાર ઉઘડયાં, કાંઇ પણ બોલ્યા ચાલ્યા સિવાય તે માણસ મનોરમાના ઘરમાં પેઠો. તે અંદર પેઠો કે તરતજ બારણાં બંધ થઇ ગયાં.

કાન્તિલાલે એ જોઈ પોતાના મનની સાથેજ વિચાર ગોઠવ્યો. " ઠીક યોગ આવ્યો છે ! માણસ તો એજ ! એને કુમારી મનોરમા સાથે બહુજ સારો સંબંધ હોય એમ જણાય છે ! " પુનઃ વિચાર આવ્યો, " હમણાં જઈ કુમારી મનોરમા પાસેથી પોતે લખવા આપેલી પુસ્તકોની કોપીઓ પાછી લઇ આવું ! તેના જે પૈસા ચઢયા હોય

તે ચૂકાવી આપી ચાલ્યો આવું! અને હવેથી કોઈ પણ પ્રકારનો તેની સાથે સંબંધ કે સંસર્ગ રાખું નહિ!" બીજીજ પળે તેને વિચાર આવ્યો, "શું આ માણસ કુમારીના પ્રણયનું પાત્ર તો નહિ હોય? ના! ના! એમ કેવી રીતે હોય? તેમ હોય તો જંગલમાં એ એને સતાવે કેમ? જો તે તેને વ્હાલી હોય તો બહેનની પાસેથી કહાડી મૂકી તે વખતે તેની પાસે નહિ જતાં, રસ્તામાં ફુલ વેચવાનું કાર્ય કેમ કરે? વળી આ માણસ દેખીતો ગરીબ જેવો જણાય છે! ગરીબનામાં ધર્મબુદ્ધિ હોતી નથી, પરંતુ દુષ્ટ બુદ્ધિજ હોય છે! દમબાજી કરી મારી પાસેથી નાણાં કઢાવવાનો પ્રયત્ન કરી ગયો છે! જો તેની સાથે તેને સ્નેહ હોય, તો કદાપી પણ તે તેવો રસ્તો ગ્રહણ કરે નહિ! ગમે તેમ હોય! પણ અંદરની હકીકત શું છે તે ધીમે ધીમે જાણવી જોઇએ! અને ત્યાર પછીથી ખરા અનુમાન પર આવવું જોઇએ!"

આ પ્રમાણે વિચાર કરતો કરતો કાન્તિલાલ પોતાના મકાન પર આવી પહોંચ્યો. રસ્તે ચાલતાં ચાલતાં અનેક વિચારો તેના મનમાં ઉત્પન્ન થવા લાગ્યા. તેના હૃદયની અંદર અત્યારે શું ઘટમાળ ચાલતી હતી તેનું અનુમાન થવું અશક્ય હતું.

---

## પ્રકરણ ૬૧ મું.

### માનવું છે કે મરવું છે?

બિહારીલાલ બમુને કુમારી મનોરમાના ઘરમાં પેઠેલો જોઇ કાન્તિલાલ ઘર તરફ ચાલ્યો ગયો. કુમારી પણ તેને આવેલો નિહાળતાં કંપી ઉઠી. તેણે તેને જોતાંજ પૂછ્યું, "હજી પણ શા માટે તું મારો કેડો મૂકતો નથી? મેં તને ફરીથી મારે ત્યાં નહિ આવવા

જણાવેલું હોવા છતાં શા માટે અહિંયાં આવ્યો છે ?"

આવેલા પુરૂષે કુમારી મનોરમાને બહુજ કરૂણાળુ સ્વરે કહ્યું, "કુમારી ! હજી મારૂં કહેવું માન ! હું તને સુખી કરીશ ! મારૂં માનવાથી તારૂં જીવન સુખમય બનશે ! નહિ તો યાદ રાખજે કે હજી પણ અતિશય વિકટ દુઃખ ભોગવવું પડશે ! અને આખરે રીબાઇ રીબાઇને મરવું પડશે !"

"ભલે ! મારે રીબાઇને મરવું પડે, તેમાં તારે શું ? શું મારી તેવી દશા કરવાનેજ તેં પેલી વૃદ્ધા અને યુવકનાં ખૂન કર્યાં છે ?"

"હા ! એટલાજ માટે ! એ વેશ્યાના હાથમાં તને પડેલી કેવી રીતે જોઇ શકું ? હું જેને ચાહું છું, તેને બીજાના હાથમાં હાથ મિલાવી બેઠેલી નિહાળી શકું ? નહિ ! નહિ ! કદી પણ નહિ ! શું દુનિયામાં એવો કોઇ પણ નિચ હશે કે જે પોતે જેને ચહાતો હશે તેને બીજાની સાથે બેઠેલી જોઇ શકશે ! તું માને છે, તેવો હું નિર્માલ્ય નથી ! ભલે ! હું ખૂની છું ! એ વાત ખરી છે ! પરંતુ તદ્દન નીચ નથી !"

"ત્યારે શું જેનું તે દિવસે તેં ખૂન કર્યું તે વેશ્યા હતી ?"

"વેશ્યા નહોતી તો કોણ હતી ?"

"એણે મારો જીવ બચાવ્યો હતો !"

"જીવ બચાવી જીવન ઝેર કરવાની તૈયારીમાં હતી, તેથીજ મેં તેનો નાશ કર્યો હતો !"

"હવે કોઇ પણ રીતે તું મારો છૂટકો કરે તેમ છે ?"

"ના ! મારી સાથે લગ્ન નહિ કરે, ત્યાં સુધી હું તને છોડનાર નથી ?"

"તો મારી પણ પ્રતિજ્ઞા છે કે, હું તને જીવનપર્યંત ચહાનાર નથી ! તારી થનાર નથી ! જેણે ભાઇના રક્તમાં પોતાના હાથ રગદોળ્યા છે, તેના બાહુપાશમાં બેસનાર નથી !"

" એ ખૂન પણ તારા માટેજ કર્યું છે. તને લાખોની લક્ષ્મીની સ્વતંત્ર માલિક બનાવી અને તારી સાથે આનંદમાં રહેવાને માટેજ એ કામ હાથમાં ધર્યું હતું ! "

" નહિ ! નહિ ! એમ નહિ પણ તેં પૈસાની લાલચેજ એ સાહસ ઉઠાવ્યું હતું ! તારાં અદ્યાપિ પર્યંતનાં વર્ત્તનથી મારો એવોજ મનોનિશ્ચય થયો છે કે, તું કેવળ પૈસાનોજ પૂજારી છે, તારી ફક્ત પૈસા માટેનીજ યારી છે ! "

" હા ! એ પણ ખરૂંજ છે કે દુનિયામાં પૈસાનીજ મ્હોટી યારી છે ! જગતમાં પૈસાનીજ બલિહારી છે ! પૈસાની વાતજ દુનિયાને પ્યારી છે ! એ વિનાની સર્વ સ્થળે લાચારી છે ! એના સિવાય, સર્વની ખૂવારી છે ! પૈસાજ દુનિયામાં મ્હોટી ચીજ છે ! પૈસાવાળાને દુનિયા માન આપે છે ! ગમે એટલો વિદ્વાન હોય છતાં ગરીબ હોય છે, તો કોઇ પણ તેના સ્હામું નિહાળતું નથી ! તો તે મને કેમ ન વહાલો હોય ? "

" ત્યારે તો ફક્ત પૈસાની ખાતરજ મારી ચાહના રાખે છે ને ? "

" ના ! એકલા પૈસા માટેજ નહિ, કિન્તુ દુનિયામાં તારી સાથે રહી મારે બહુ કામ કરવાં છે તે માટે ! "

" શું મને સાથે રાખી તારે હજારોનાં ગળાં રહેંસવાં છે ? "

" તે આગળ જોવાશે ! ફક્ત તું મારી સાથે લગ્નથી બંધાવાને કબુલ થા એટલે બસ છે ! "

" ના ! એમ કદી પણ બનશે નહિ ! કોઇ કાળે પણ તારો એ મનોભાવ ફળશે નહિ ! "

" હું તને પગે પડીને કહું છું કે મારૂં માન ! "

" નહિ ! નહિ ! કદાપિ પણ માનીશ નહિ ! "

" તો હું તારા સર્વ સુખનો નાશ કરવા પ્રયત્ન કરીશ ! "

" મને તેવું દુઃખ આવશે તો તે સહન કરવા માટે હું તૈયાર છું !"

" ઠીક છે ! ત્યારે જો હમણાંજ બતાવું છું !"

" ભલે !"

" જો ! તારે નિકળવું હોય તો એકદમ ઘરની બહાર નીકળી જા ! હું તારા રહેવાના સ્થાનનો નાશ કરૂં છું ! પુનઃ તને પોળે પોળે અને ગલીએ ગલીએ ભટકતી કરૂં છું !"

" તેમ થાય તો થવા દે ! કિન્તુ મારા બદલે બીજાને નુકશાન કરવાથી તને શું મળનાર છે ?"

" મારા હાથમાં નહિ આવે; પરંતુ તને ફરીથી કોઈ પણ રહેવાનું મકાન આપે નહિ એવું થશે એટલે બસ છે !"

" એમ કરવા કરતાં મનેજ મારી નાંખે તો તને શાન્તિ વળશે !"

" ના ! ના ! એમ કાંઇ શાન્તિ વળે નહિ ! તું છેવટે દુઃખથી કંટાળીને પણ મારે શરણે આવશે ! મારૂં કહેવું કબૂલ કરશે એવી મને આશા છે !"

" તારી મિથ્યા માન્યતા છે !"

" મિથ્યા છે કે, સત્ય છે તે આખરે સમજાશે !"

" મને તો એ સમજાયેલુંજ છે ! હવે કાંઇ સમજવાનું બાકી રહેલું નથી !"

" નહિ રહેલું હોય તો સમજાવીશ !"

" તો તે વખતે જોઇશ !"

" બીજી વખતે બધું જોજે પણ હાલ તો આ જો !"

" હું તને પગે લાગું છું ! મારે માટે કોઇનું નુકશાન શા માટે કરે છે ?"

" તારે માટે હું ચાહે તે કરવા તૈયાર છું ! મરણ આવશે તો

મરવા તૈયાર છું !"

"કોઈ પણ બીજી રીતે તું આ ઘરને બચાવે તેમ છે?"

"હા ! હાલ મને સો રૂપિયા મળે તો હું બીજી વખતને માટે એ મૂલતવી રાખું તેમ છું ! ત્યાં સુધી તને વિચાર કરવાની તક આપું છું !"

"એટલા રૂપિયા મારી પાસે નથી !"

"ત્યારે કેટલા છે?"

"પાંચ !"

"તો પાંચ આપ. એક અઠવાડિયાની તને મુદત આપું છું; ત્યાં સુધીમાં માનશે તો આ ઘરને નહિ બાળું, નહિ તો સળગાવી મૂકીશ અને લોકોમાં જણાવીશ કે આણેજ આગ મૂકી છે !"

"એમાં તારા હાથમાં શું આવશે?"

"તને કોઇ પણ રીતે કંટાળો આપવો અને કબૂલ કરાવવું એજ મારો ઉદ્દેશ છે !"

"ભલે ! હાલ તો આ પાંચ લઇને જશે કે બેઈમાન થશે !"

"ભલે, લે અને ચાલ્યો જા !"

પાંચ રૂપિયા મળતાં બિહારીલાલ ચાલ્યો ગયો. તેનો ઇરાદો ફક્ત કોઇ પણ રીતે કુમારી મનોરમાને પોતાના હસ્તક લેવાનો હતો અને તેથીજ તેને પોતાના હસ્તક લેવાનો પ્રયાસ કરતો હતો.



/ 

# પ્રકરણ ૧૨ મું.

## દુનિયાની દેવી કે સ્વર્ગની સુંદરી ?

વસંત રૂતુનું આવાગમન થયેલું હતું ! વસંતના નવિન દિવસોનું આગમન થવાથી કુદરતની કૃતિ અનુસાર બગીચા અને ઉપવનોની અંદરનાં વૃક્ષો ઉપર નવિન નવિન કોમળ પત્રો અને પુષ્પો સુશોભિત થઈ રહ્યાં હતાં ! શિતળ મંદમંદ પવનની લહેરોથી મનુષ્યોને અપૂર્વ આનંદ થતો હતો ! ગગનમંડળ સર્વદા સ્વચ્છ અને નિર્મળ દેખાતું હતું ! યુવક અને યુવતિઓનાં મન પ્રેમાનુરાગ વડે નવિન નવિન કલ્પનાપ્રદેશમાં દોરાતાં હતાં ! પ્રકૃતિ સુંદરી સર્વને નવિન સાજમાં સજ્જીત કરીને સ્વયં પોતે પણ હાસ્યમુખ વાળી દેખાતી હતી ! યુવાવસ્થામાં તાત્કાલિક આવેલા યુવકો, નહિ ચાખેલા પ્રણય રસનો આસ્વાદ ગ્રહણ કરવાના અભિલાષથી પોતાના મનની અંદર અનેક પ્રકારના સુખની આશાએ અવર્ણનિય સ્વરૂપ સુંદરીઓની સાથે એકત્ર થઈ નિર્જન વનની અંદર માનસોપચાર વસંતનો ઉત્સવ ઉજવવા માટે યત્ન કરી રહ્યા હતા ! કાન્તિલાલ પણ અવિવાહીત યુવક હતો ! " ધુમકેતુ " સમાચાર પત્રની અંદર વિષયો લખવાનું પોતાનું નિયમિત કાર્ય ખરી રીતે જોતાં તેની આંજીવિકાનું મુખ્ય સાધન હતું ! રાજમહેલ રોડ ઉપર ખૂનનો કેસ બન્યા પેહેલાં તેના મનમાં દાંપત્ય પ્રેમના ભાવની ઉત્પતિ થયેલી નહોતી ! તે ભયંકર કાળરાત્રિના દિવસે તે સુંદર સુંદરીનું દર્શન થવાની સાથેજ તેનું ચિત્ત વિચલિત થયેલું હતું. તે કામીનીનું કામણગારૂં મુખ સર્વદા સર્વ ક્ષણે તેના હૃદયમાં ત્યારથીજ રમવા લાગ્યું હતું. તે કામણગારીએ મનુષ્યહત્યા કરી છે, એ પ્રમાણે વહેમ પોતાના અંતરમાં વસી ગયેલો હોવાથી

તેના પ્રતિ તેના પ્રેમાનુરાગનો સંચાર થવા પામ્યો નહોતો, કિન્તુ તેના તરફ તિરસ્કારનો સંચાર થયેલો હતો; છતાં પણ તે સ્ત્રીને બચાવવાના ઉદ્દેશથી તેનું અંતર-હૃદય અનેક પ્રયત્ન કરી રહ્યું હતું. પોતાની મરજી નહિ હોવા છતાં, તે તે કામીનીને બચાવવાની ખાતરજ ખોટી વાત કહી ગયો હતો. મનુષ્યત્વના અભાવે કરીને, કે દયાની પ્રવૃતિના ઉદ્દેશને અનુસરીને અથવા તો ગમે તે ગુહ્ય કારણને લઇને, તે કામિની તેની હૃદય-ગુહામાં બચાવવા યોગ્ય જણાઇ હતી! અસહાય અથવા તો અન્ન પાણીના અભાવવાળી હોવાથી તેને તેણે આ વખતે એક સામાન્ય કામ સોંપી થોડા દિવસ પર્યંત સહાય આપવાનો નિશ્ચય કર્યો હતો; છતાં પોતાના મનમાં ભરાયલો તેના પરનો વિષમ સંદેહ, તે દૂર કરી શક્યો નહોતો!"

પોતાના મનની આવી વિચિત્ર અવસ્થા હોવાથી એક દિવસ સાંજનો તે હવા ખાવાને બ્હાને શહેરથી કેટલેક દૂર એક નિર્જન ઉપવનની અંદર ફરવા માટે નિકળ્યો હતો! તે તે બગીચાના એક ભાગની અંદર આમ તેમ આંટા મારતો હતો, એવામાં પાછળથી બહુજ ધીમે ધીમે આવી એક માણસે તેની પીઠ ઉપર હાથનો સ્પર્શ કર્યો. પોતાની પીઠ પર અન્યનો સ્પર્શ થવાથી ચમકીને તેણે વિસ્મય પામતાં મૂખ ફેરવી જોયું. આવેલા માણસે તેને પૂછ્યું "કેમ છે કાન્તિલાલ? મઝેમાં છોને?"

કાન્તિલાલે તે માણસને જોતાંજ આનંદ અને વિસ્મય પામતાં પૂછ્યું,-"કોણ શાન્તિલાલ? આજ સુધી તમે કયાં હતા? અકસ્માત તમે અહિયાં કયાંથી? મુંબાઇથી કયારે આવ્યા?"

"ગઇ કાલે સંધ્યાકાળે આવ્યો છું! તમારૂં કામકાજ કેવું ચાલે છે? મેં સાંભળ્યું છે કે તમે "ધૂમકેતુ" પત્રમાં સબ એડીટર તરીકે જોડાયા છો? આજે મેં પોતે પણ તમારી સમિપમાં ધૂમકેતુ સમાન

બની દેખાવ આપ્યો છે ! ધૂમકેતુ જેમ બહુ વર્ષે એકવાર આકાશમાં દેખાય છે તેમ આજે મેં પણ બહુ વર્ષે આ વિરક્ષેત્રમાં દેખાવ આપ્યો છે ! તમારી તબિયત તો ઠીક છે ને ? ”

સંક્ષેપમાં મિત્રના પ્રશ્નનો સદુત્તર આપી કાન્તિલાલે પૂછ્યું, “ દુનિયાના કયા કયા દેશોનું પર્યટન કરી આવ્યા ? અમે તો શહેર-માંજ રહી શહેરની પુરાતન શોભાનું નિરીક્ષણ કરતાં સંતોષ માન્યો છે ! પરંતુ વિશ્વવ્યાપિની પ્રકૃતિની દૃષ્ટિને આનંદ અને મોહ ઉત્પન્ન કરે એવી શોભાઓનું નિરક્ષણ કેવું છે તેનો લાભ મેળવ્યો નથી ! તેમ તે જાણવાનો ઉપાય પણ અમારી પાસે નથી ! મને લાગે છે કે જુદાજુદા સ્થાનનાં અનેક પ્રકારનાં ચીત્રોનાં દર્શન કરી આપે પોતાના આત્માને સંતુષ્ટ કર્યો છે ! પુસ્તકો વાંચવાથી પ્રકૃતિ–સુંદરીના સવિશેષ સ્વરૂપના આલાપથી સંતોષ મળતો નથી. એટલા માટે તમારા મુખેજ તે શ્રવણ કરવાની ઇચ્છા ઉત્પન્ન થાય છે ! ”

“ અન્ય મુખે સાંભળી ઇચ્છાનુસાર સંતોષ લાભ મેળવવો બહુજ દુર્ઘટ છે. નયનતૃષા પ્રત્યક્ષ દર્શન સિવાય તૃપ્ત થવી અસંભવિત છે ! મેં બહુ દૂર દેશ પર્યંત પર્યટન કર્યું છે ! અનેક નદ, નદિઓ, પર્વતો, સાગરો, અરણ્યો અને અનેકાનેક રમણિય સ્થાનોનાં દર્શન કર્યાં છે. નિલ નદીનો વિચિત્ર પ્રવાહ અને આફ્રીકાનાં વિકટ જંગલોના ભયાનક દેખાવે મને ભય વિસ્મય અને આનંદ ઉત્પન્ન કર્યો છે ! જગતનાં વિવિધ સ્થાનોમાં પરિભ્રમણ કરી છેલ્લે કેટલોક સમય જર્મની અને ફ્રાન્સના રાજ્યમાં નિર્ગમન કર્યો છે ! જર્મન અને ફ્રાન્સની ભાષાઓનો તેમજ વિજ્ઞાનશાસ્ત્રના સાહિત્યનો સારી રીતે અભ્યાસ કર્યો છે ! શિલ્પશાસ્ત્ર અને ચિત્રવિદ્યાની પરીક્ષાઓ પસાર કરી છે ! રસ્તે ચાલતાં ચાલતાં આપને કેટલું જણાવી શકું ? જો આપને હાલ ફુરસદ હોય તો મારી સાથે ઘર તરફ ચાલશો, તો હું સઘળું નિશ્ચિંત-

પણ તમને સમજાવી શકીશ ! "

" ભલે ! પરંતુ તમે કયાં આગળ તમારૂં મકાન રાખ્યું છે ? અહીંથી કેટલે દૂર છે ? "

" બહુ દૂર નથી; અહીંથી પાસેજ છે ! ગાડી કરવાની જરૂર પડશે નહિ ! વાતો કરતા કરતા દશ મિનિટમાંજ ત્યાં પહોંચી શકીશું ! "

કાન્તિલાલ અને શાન્તિલાલ બન્ને મિત્રો વાતો કરતા કરતા દશેક મિનિટમાં શાન્તિલાલના ઘર આગળ જઇ પહોંચ્યા. બારણું ખૂલ્લું હોવાથી તરતજ તેઓ બન્ને ઉપરના મજલા ઉપર ચઢયા. શાન્તિલાલે કાન્તિલાલને એક રૂમ ઉઘાડી તેની અંદર બેસાડયો.

તે ઓરડો અનેક પ્રકારના ફરનીચરથી ભરેલો દેખાતો હતો; પરંતુ વ્યવસ્થા સારી નહોતી. એક ટેબલ મધ્ય ભાગમાં મૂકવામાં આવેલું હતું, તેના ઉપર એક જુનો પિયાનો પડયો હતો. દિવાલપર અનેક ચિત્રો ટાંગવામાં આવ્યાં હતાં, તે પણ અવ્યવસ્થિતપણે લટકતાં હતાં. ટેબલની આજુબાજુ જૂની પુરાણી ત્રણ ખૂરસીઓ પડેલી હતી; તેમાંની એક ખૂરસી ઉપર શાન્તિલાલ અને એક બીજી ઉપર કાન્તિલાલ બેઠો. બન્ને મિત્રો ઘણા દિવસે એકત્ર થયેલા હોવાથી અનેક પ્રકારની વાતો ચાલવા લાગી. વાતે વાતમાં શાન્તિલાલે કહ્યું, " આ ઘરની અંદર હું એકલો રહેતો નથી; કિન્તુ મારો એક મિત્ર મારી સાથે રહે છે ! તેનું નામ મિસ્તર રમાકાન્ત છે ! તે એક બારિસ્ટર છે ! જ્યારે હું અહિંયાં હતો નહિ, ત્યારે રમાકાન્તની સાથે તેમનો એક મિત્ર ઉમાકાન્ત નામનો રહેતો હતો. તે પણ બારિસ્ટર છે ! બન્ને જણા એકજ જાતનો પોશાક પહેરે છે ! એકજ શટ પોશાકનો રાખેલો હોવાથી જે વખતે જે બહાર જાય તે વખતે તે તે પહેરે છે ! પ્રાતઃકાળના નવ વાગતાથી તે સાંજના છ વાગતા સુધી રમાકાન્ત તે પોશાક પહેરી બહાર જાય છે. રાત્રિના સમયે પાછ. તેનો તેજ

પોશાક પહેરી ઉમાકાન્ત બહાર નિકળે છે. એક વખત ઉમાકાન્ત દારૂ પીને મસ્ત બની પડયો હતો, તેથી પોલીસે તેને અટકાવમાં રાખ્યો ! બીજે દિવસે પોલીસે તેને માજીસ્ટ્રેટની કોર્ટ સન્મુખ ન્યાય માટે ઉભો કર્યો, ત્યાર પછી તે પુનઃ ઘર આગળ આવ્યો નથી ! જ્યારથી તે બહાર ગયો છે ત્યારથી રમાકાન્ત પણ બીજાં વસ્ત્રોના અભાવે ઘરમાંજ બેસી રહ્યો છે ! કોઇ પણ સ્થળે જઇ આવી શકતો નથી ! રમાકાન્તનો એક કાકો બહુજ પૈસાવાળો છે ! જે દિવસે ઉમાકાન્ત કપડાં પહેરી બહાર ગયો, તેજ દિવસે રમાકાન્તને તેના કાકાને ઘેર જવાનું આમંત્રણ આવેલું હતું ! પરંતુ તેની પાસે બીજાં વસ્ત્રો નહિ હોવાથી તે પોતાના કાકાને ત્યાં જઇ શકયો નથી. ઉમાકાન્ત માજીસ્ટ્રેટને ત્યાંથી છૂટી આવ્યો, ત્યાર પછી એક નવો પોશાક તૈયાર કરાવી અહીંથી ચાલ્યો ગયો હતો ! અને રમાકાન્ત ફકત એકલોજ અહિંયાં રહેતો હતો. જ્યારથી હું બહાર ગામથી આવ્યો છું ત્યારથી તેમની સાથેજ રહું છું ! "

મિત્રે કહેલી હકીકત સાંભળી કાન્તિલાલ બહુજ આશ્ચર્ય પામ્યો, પરંતુ તેણે પોતાની વિસ્મયતા મુખદ્વારા પ્રદર્શિત કરી નહિ. ત્યાર પછી શાન્તિલાલે અનેક વાર્તા કરતાં કરતાં કહ્યું, " હા ! મેં પ્રથમ તમને જણાવ્યું છે કે મેં પ્રદેશમાં રહી ચિત્ર વિદ્યાનો બહુજ સારો અભ્યાસ કર્યો છે. કેટલાંક ચિત્રો તો મેં ચિતરોને મારી સાથે આણ્યાં છે, તે હું તમને બતાવું છું ! "

એ પ્રમાણે કહી તેણે પાસેના રૂમની અંદરથી કેટલાંક ચિત્રો આણી કાન્તિલાલના સ્હામે મૂકયાં. તેમાંનાં કેટલાંક પોર્ટફોલીયાની અંદર બાંધેલાં હતાં. તે ખૂલ્લાં કરી, કાન્તિલાલને તે બતાવવા લાગ્યો, અને બતાવતાં બતાવતાં આ ફ્રાન્સનું, આ જર્મનીનું એમ ઓળખાણ આપવા લાગ્યો. તેણે જણાવ્યું કે જર્મન શિલ્પવિદ્યામાં પારંગત

પામેલા ચિત્રકારોની નિપૂણતા ચમત્કારિક છે; તેમજ ફ્રાન્સમાં ચિતરાયલાં ચિત્રો પણ તેની સાથે તુલનાં કરતાં અધિકતર આશ્ચર્ય ઉત્પન્ન કરે તેવાં છે !"

કાન્તિલાલ એક એક સઘળાં ચિત્રોને જોઈ ગયો. તેમાંનું એક પણ તેનાં નેત્રોને વિશેષ આનંદ આપી શકયું નહિ, કે પ્રિતિકર થઇ પડયું નહિ. તેના મનમાં વિચાર આવ્યો કે આથી તો ઇંગ્લાંડના ચિત્રકારો પણ શ્રેષ્ટ ચિત્રો ચિતરે છે ! હીંદના પૂરાતન ચિત્રકારો પણ પોતાની ચિત્રવિદ્યામાં ઉતરે તેમ નથી. ફ્રાન્સનાં ચિત્રોને તે પુનઃ પુનઃ ફેરવવા અને લક્ષ્યપૂર્વક અવલોકવા લાગ્યો; એવામાં તેની નજર હીંદના બંગાળ પ્રદેશમાં ચિતરાયલા એક ચિત્ર ઉપર પડી. તે ચિત્રને જોતાંજ તે ચમકી ઉઠયો. તેનું મુખમંડળ રક્ત વર્ણનું બની ગયું. એક અનુપમ સુંદર સુંદરીનું ચિત્ર, અને તે પણ ગોઠણ પર બેસી ઉર્ધ્વ નેત્રે હાથ જોડી ઇશ્વરની પ્રાર્થના કરતી જોઈ તેનું મન બહુજ આનંદિત બન્યું. છબિના નિચેના ભાગ પર લખેલું હતું તે, તે વાંચવા લાગ્યો. "રતિદેવી ! કલકત્તા શહેરના એક બ્રહ્મસમાજના ધર્મ મન્દિરની અંદર પ્રાર્થના કરે છે !"

કાન્તિલાલને વિચાર કરતાં ચિત્રમાં ચિતરાયલી યુવતિનું ચિત્ર પોતાની મિત્ર કુમારી મનોરમાને મળતું જણાયું !

કેટલાક સમય પર્યંત તે વિચારમાંજ મૌન્યપણું ધારણ કરી બેસી રહ્યો. કાંઇ પણ પ્રશ્ન પૂછી શકયો નહિ ! તેને વિચારમાં મગ્ન બનેલો અને ચિત્ર તરફ એકીટસે જોઇ રહેલો જોઇ શાન્તિલાલે પૂછ્યું, "કેવું સુંદર છે ?"

કાન્તિલાલે જવાબ આપ્યો, "અસલ મનુષ્યને જોઇનેજ શું આ ચિત્ર ચિતરવામાં આવેલું છે ?"

"હા ! કિન્તુ અસલ મૂર્તિ જે પ્રમાણે સુંદર છે, તેના પ્રમા-

ણુમાં અધીં સુંદરતા પણ આ ચિત્રમાં ચિતરવામાં આવી નથી ! રક્તમાંસથી જે શરીર નિર્માણ થયેલું છે, તેને શ્વેત અને કૃષ્ણવર્ણથી આલેખી શરીરનું યોગ્ય પ્રતિબીંબ પુરેપુરી રીતે ક્યાંથી પ્રદર્શિત કરી શકાય ? વિશેષમાં નવીન યૌવનનું લાવણ્ય દર્શાવવું એ શું ચિત્રકારો દર્શાવી શકે ખરા ? અત્યારે જો હું તે કુમારીને જોવા પામું તો અવસ્ય તેની સાથે વિવાહ કરવાને તૈયાર થાઉં એમાં લેશ માત્ર પણ સંશય નહિ ! "

" શું તમે તે કુમારીને કલકત્તામાં જોઇ હતી ? બરાબર સંભારીને કહો જોઇએ કે તમે તેને કેટલા દિવસ પેહેલાં જોઇ હતી ? "

હસતાં હસતાં શાન્તિલાલે કહ્યું, " કેમ ? તમારે ત્યાં જઇ તેને જોવાનો વિચાર છે કે શું ? પણ તેમ કરવાથી તમને કાંઇપણ લાભ મળે તેમ નથી ! હું ત્યાર પછી ઘણી વખત ત્યાં ગયો હતો. એ વખત તો મેં તેને તેજ સ્થળે ઉપાસના કરતી જોઇ હતી. તેની સાથે એક તપસ્વીની બાઇ હતી. તે તપસ્વીની સર્વદા તેની તરફ નજર રાખ્યા કરતી જોવામાં આવતી હતી. એમ છતાં પણ તે કુમારીનો એક પ્રિતિપાત્ર પુરૂષ છે. તેઓ બન્નેને બહુજ ગૂપચૂપપણે વાતો કરતાં મેં જોયાં હતાં. "

અત્યંત વિસ્મય પામતાં કાન્તિલાલે પૂછ્યું, " પ્રણયપાત્ર ! ? એ પ્રણયપાત્રનો ચહેરો કેવો હતો ? "

હાસ્ય કરતાં શાન્તિલાલે સૂચવ્યું, " વાહ ! તમે પણ આગ્રહી દેખાઓ છો ? એના ચેહેરાનું વર્ણન મારાથી કથી શકાય તેમ નથી, કેમકે તેને મેં બરાબર રીતે જોયો નથી; છતાં અત્યારે હું તેને કોઇ પણ સ્થળે જોઉં તો ઓળખી શકું તેમ છું. હશે ! એ તો સ્પષ્ટ છે કે તમે ત્યાં જશો તોપણ તે યુવતિને જોઇ શકશો નહિ. એક તો તે ત્યાં છેજ નહિ ! કોઇપણ સ્થળે અદસ્ય રહેલી છે ! બીજું એકે જો

કોઇ તેને શોધી કાઢવા શક્તિમાન થાય તો, હું પ્રથમ તેની સાથે મ-ળીશ ! પણ મારી ધારણા પ્રમાણે તે માણસની સાથે તેનો વિવાહ સંબંધ થઇ ગયેલો છે, એવું સમજવામાં આવેલું છે ! તે કુમારી જ્યારે તે મઠમાં રહેતી, ત્યારે તેના ઉપર તપસ્વિનીની ચોકી હતી. તપસ્વિની પણ મઠમાં રહેનારી યોગીની હતી, છતાં તેનો પણ આ પ્રસંગની અંદર બહુજ ઉત્સાહ દેખાતો હતો.

કાન્તિલાલે પુનઃ પૂછ્યું, “ કેટલા દિવસ ઉપર તમે તેને જોઇ હતી ? ”

“ આશરે બે એક માસ ઉપર તે મારા જોવામાં આવી હતી. છેલ્લી વખત જ્યારે હું તેને જોવાની ઇચ્છાએ ગયો, ત્યારે મારા સાં-ભળવામાં આવ્યું કે તે કુમારી ત્યાંથી ચાલી ગયેલી છે ! કયાં ગઇ છે તે, તેણે કોઇને પણ જણાવ્યું નથી ! મને લાગે છે કે તેનો જન્મ ગુજરાતની અંદરજ થયેલો છે ! કેમકે તેનું મુખ ગુજરાતની કુમારી-કાઓના જેવુંજ જણાતું હતું. છબી ઉપરથી પણ તમને જણાયું હશે કે, અવશ્ય તેનો જન્મ ગુજરાતની અંદરજ થયેલો હોવો જોઇએ ! જો શોધ કરવામાં આવે તો ગુજરાતમાંથીજ તે મળી આવે ! કદાપિ મળી આવશે તો મારો દૃઢ નિશ્ચય છે કે હું તેની સાથે વિવાહ કરવાનો પ્રસ્તાવ કરીશ ! ”

“ ઠીક ! તેમ કરજો ! પરંતુ એક વખત તેને શોધી તો કહા-ડો ? ” આ પ્રમાણે તેણે શાન્તિલાલને જણાવ્યું ! પણ તે પોતાના મનને અનુકુળ આવ્યું નહિ. પોતાના મનમાં તો નિશ્ચયજ હતો કે તે કુમારીકા વિરક્ષેત્રમાંજ છે ! તત્કાળ કાન્તિલાલે કુમારી મનોરમાને પુનઃ મળવાનો સંકલ્પ કર્યો, અને કોઇપણ સમયે તે કલકત્તામાં હતી કે કેમ એ પૂછવાનો દૃઢ વિચાર કર્યો.

આ પ્રમાણે તે બન્ને મિત્રો વાત કરતા હતા એટલામાં ત્યાં એક

ત્રીજો મનુષ્ય આવી ઉભો રહ્યો. શાન્તિલાલ સાથે તેને સારી ઓળખાણ હતી; તે પણ એક બારીસ્ટર હતો. પોતાની પાસે કાંઇ પણ કામકાજ નહિ હોવાથી તે અન્ય માણસોની પાસેથી કામ લઇ પોતાનું ગુજરાન ચલાવતો હતો. કેટલીક વખત સ્ત્રીઓનાં નાટયાલયોની ટીકીટો ખપાવવાનું તો કેટલીક વખત કોન્સર્ટોની ટીકીટો વેચવાનું, લોટરીની ટીકીટો ખપાવવાનું વિગેરે કામ કરી પોતાનું ગુજરાન ચલાવતો હતો. શાન્તિલાલની સાથે થોડી કાનમાં વાત કરી તે કહેવા લાગ્યો, "હવે હું બહુ વખત રોકાઈ શકું તેમ નથી! મારે ગાડીનો વખત જાય છે!" એ પ્રમાણે કહીને ઉતાવળો ઉતાવળો તે મેડા ઉપરથી નીચે ઉતરી ગયો. તેને જતો જોઈ શાન્તિલાલે કહ્યું, "બહુ કામગરો!"

કાન્તિલાલે તેના શબ્દો સાંભળી પૂછ્યું, "આ સાહેબ પોતાનું નાવ કેવી રીતે ચલાવે છે?"

"તે હું બરાબર રીતે જાણતો નથી; તેમ કોઇના પણ જાણવામાં આવી શકે તેમ નથી. બહુજ અદ્ભુત માણસ છે! પારકાના કામ માટે પોતાના પાકીટમાંથી ગાડી ભાડુ ખર્ચે છે, કોઇપણ નહિ બોલાવવા છતાં પોતાની મહત્તા અને મોટાઇ બતાવવા ઉપર પડીને કામ કરવા આગળ પડે છે અને ખોટીખોટી બડાશો હાંકે છે! એનો સ્વભાવજ મૂળથી એવો છે!"

"હવે! ભેંશનાં શિંગડાં ભેંશને ભારે! જે કરશે તે ભોગવશે!" એ પ્રમાણે કહી કાન્તિલાલે છબીની વાત દબાવી દેતાં શાન્તિલાલને કહ્યું, "ચાલો! એકાદ હોટલમાં જઇ આહારાદિકની યોજના કરીએ! હવે તો ભૂખ બહુ લાગી છે!"

બન્ને મિત્રો તરતજ બહાર નિકળ્યા. રસ્તામાં કાન્તિલાલના મનમાં અન્ય ચિન્તા હતી નહિ, પણ મનોરમા કયારે કલકત્તામાં

હતી, અગર તો ગઈ છે કે નહિ ? તેનો પ્રણયપાત્ર કોણ છે ? વિગેરે જાણવાની અભિલાષા રમવા લાગી.

## પ્રકરણ ૧૩ મું.

### તત્વ જીજ્ઞાસા.

શાન્તિલાલને મળ્યા પછી ત્રીજે દિવસે કાન્તિલાલ સમય મળતાં મનોરમાના મકાનપર ગયો, અને તેને મળ્યો. કુમારી મનોરમાનું મુખ આજે પહેલાંના કરતાં અધિક મ્લાન દેખાયું, અને તેનું શરીર દિવસે દિવસે નબળું પડતું હોય તેવો ભાસ જણાવા લાગ્યો. તેનાં નેત્રોની અણીઓમાં અધિક કાળાશ છવાએલી, તથા વારંવાર દિર્ઘનિઃશ્વાસ મૂકતી જણાઇ ! અતિશય દુઃખને લઇને તેના શરીરમાં આવો એકાએક ફેરફાર થતો જોઇ કાન્તિલાલે તેને કરૂણાપૂર્ણ સ્વરે પૂછ્યું, “ તમારા શરીરને કોઇ પણ પ્રકારની પીડા થતી હોય એવું જણાય છે ! ”

નિઃશ્વાસ મૂકતાં કુમારીએ જણાવ્યું, “ જો કે હું શરીરે દુર્બળ અને દુઃખી દેખાઉં છું; પરંતુ વાસ્તવિક રીતે મને કોઈ પણ પ્રકારનું દુઃખ નથી ! જે દુઃખે આ તિરસ્કારમય જીવનભારને હું વહન કરૂંછું, તેનું મુખથી વર્ણન થઇ શકે તેમ નથી ! આ જીવન હવે ન હોય તોજ ઠીક એમ લાગે છે ! દિવસે દિવસે હું ગાંડી બનતી જતી હોઉં એમ સમજાય છે ! ”

આટલું બોલતાંમાં કુમારીનાં નેત્રોમાં અશ્રુઓ ભરાઇ આવ્યાં. તેના અધરોષ્ટ કંપવા લાગ્યા. કાન્તિલાલે સસ્નેહે તેનો હાથ પોતાના હાથમાં લીધો. કુમારીના નરહિંસક કાર્યને ક્ષણવાર તે ભૂલી ગયો.

તેના હૃદયમાં દયાનો સંચાર થયો.

પૂર્વ પ્રમાણે આ વખતે પણ કાન્તિલાલ તે વૃદ્ધ પરિચારિકાના ઘરની નીચેના વિભાગમાં એની એજ ખુરસીપર બેઠેલો હતો. કુમારીએ આ વખતે સાશ્રુનયને કાન્તિલાલનો હાથ પોતાના મુખની પાસે ઉંચો કરી લીધો. ધીમે ધીમે તેને એકવાર ચુંબન કર્યું ! હસ્ત ચુંબનથી કાન્તિલાલ એકદમ ચકીત બન્યો ! તે કેટલીક વખત મૌન્યજ રહ્યો ! કુમારી પણ તેવીજ રીતે મૌન્ય ધારણ કરી કેટલીક વાર સુધી એમજ બેસી રહી ! એક એકનાં ચક્ષુ એકમેકના મુખનું નિરીક્ષણ કરી રહ્યાં !

કેટલીકવારે મૌન્યનો ત્યાગ કરી કુમારીએ કહ્યું, " આપે કૃપા કરીને મારા ઉપર ખરેખરા કષ્ટના સમયે ઉપકાર કર્યો છે ! હું આપની કાંઇ પણ સંબંધી નથી ! પાપથી સ્પર્શ થયેલી કલંકિત હું આપની દયાને પાત્ર નહિ હોવા છતાં આપે મારા ઉપર દયાની દ્રષ્ટિ કરી છે ! એ દયાનો ઉપકાર મારાથી જોઇએ તેવી રીતે આપની સમીપમાં જણાવી શકાય તેમ નથી ! તથાપિ હું કહું છું કે આપ મને ક્ષમા કરજો ! "

કાન્તિલાલ પોતે કુમારી મનોરમાને ત્યાં આવ્યો તે વખતે રસ્તામાંથી તેને માટે એક ફૂલની છડી જે તે લેતો આવ્યો હતો, તે તેના સન્મુખ ધરતાં તે અત્યંત મૃદુસ્વરે કહેવા લાગ્યો, " તમે આ ફૂલની છડી ગ્રહણ કરશો ? તમારે માટેજ હું તે લઇ આવ્યો છું ! "

પોતાનો કૃશ હાથ લાંબો કરી તે ફૂલની છડી મનોરમાએ હાથમાં લીધી. તે ગ્રહણ કરવાથી તેના મનમાં આનંદ થયો કે દુઃખ થયું, તેનું કાંઇ પણ ચિન્હ તેના મુખપર દેખાઇ આવ્યું નહિ તેમ તેવું કાંઇ વાક્યપણ તેના મુખમાંથી બહાર નીકળ્યું નહિ !

થોડીવાર કાન્તિલાલ તેના મુખ સ્હામું એકીટસે જોઇ રહી બો-



કુમારી મનોરમા કાન્તિલાલના પગ આગળજ તેના પગ પકડી બેસી ગઇ !

U. RAY & SONS CALCUTTA.

લ્યો, " ત્યારે હવે હું આપની રજા લઉં છું."

" ભલે !"

" હવે હું ફરીથી અહીંયાં આવું કે નહિ ?"

" ના !"

" ત્યારે જે કોપીઓ મેં તમને લખવા માટે આપેલી છે, તે લખાઈ તૈયાર થાય, એટલે મને પોષ્ટ દ્વારાએ મોકલી આપજો."

" હા ! મોકલી આપીશ !"

" એ કામ પૂરૂં થશે, એટલે હું તમને બીજું કામ મળે તેવી વ્યવસ્થા કરીશ ! પણ મને જણાવ્યા સિવાય આ ઘર છોડશો તો નહિને ?"

" નહિ છોડું !"

વિદાયગીરી માગી છતાં કાન્તિલાલ ત્યાંથી વિદાય થયો નહિ. તે કુમારીનો હાથ પોતાના હાથમાં લઇ મૃદુ સ્વરે કહેવા લાગ્યો, જો આપને મારો સંપૂર્ણ ભરોંસો હોય તો મને કહો કે તે રાત્રે શું શું બન્યું હતું ? અંતઃકરણ ખોલીને સત્ય હકીકત મને સમજાવો કે તે માણસ શું તમારો પ્રણયી હતો ? મને લાગે છે કે તે તમારી પ્રતિ પ્રેમની નજરથી જોતો હશે પરંતુ તમને તેને જોઇને ભય ઉત્પન્ન થતો હશે; જો તમે મિથ્યા વાત કરી ઠગવા કરતાં સત્ય વાત કહી મને વશ કરવા ધારશો તો તે સહજમાં બની શકશે ! તેમ થવાથી હું કોઈ પણ દિવસે તમારો આદર—"

કુમારી કાન્તિલાલના પગ આગળજ તેના પગ પકડી બેસી ગઈ ! ( જુઓ ચિત્ર ૨ જું ) અને બન્ને એકમેકના મુખ સ્હામું જોઈ રહ્યાં.

છેવટે કુમારીએ કહ્યું, " ના ! ના ! મારાથી તે કહી શકાય તેમ નથી ! તે બધી વાત મારાથી ખુલ્લી કરાય તેમ નથી ! કેમકે તે રાત્રે જે કાંઈ બન્યું છે, તેમાં બધો દોષ મારોજ છે ! ખોટી વાત

કહી હું કોઇ પણ પ્રકારે ખરી છું એમ બતાવવા માગતી નથી ! અદ્યાપિ પર્યંત જે પ્રમાણે આપ મારા તરફ તિરસ્કારની નજરથી જોતા આવ્યા છો તે પ્રમાણેજ હવે પછી પણ જોતા રહો ! "

કાન્તિલાલે પૂછયું, " તિરસ્કારની નજરથી ? હાં ! હું તમારો તિરસ્કાર કરૂં ? ખેર ! તમને કલંકમાંથી બચાવી લેવાં એ મારે માટે દુ:સાધ્ય છે ! "

આ વાત કહેતાં કાન્તિલાલ પોતાના મનમાં નિરાશ થયો ! તેના મનમાં શાન્તિલાલના ઘરમાં જોએલી છબીની યાદ આવી ! કુમારીના મુખ સામું જોઇ સહસા તેણે પૂછયું, " કોઇ પણ વખત તમે કલકત્તા તરફ ગયાં હતાં ? "

કુમારી મનોરમાએ શંકિત અને કમ્પિત કંઠે જવાબ આપ્યો, " હા ! ગઇ હતી ! "

" કલકત્તામાં બ્રહ્મમંદીરમાં તમે ઇશ્વરની ઉપાસના કરી હતી ? "

" હા ! કરી હતી ! "

" તમે બ્રહ્મસમાજી છો ? "

" હા ! "

" બ્રહ્મસમાજના મંદિરમાંથી બહાર નિકળતી વખતે જે વ્યક્તિ તમારી સાથે પ્રેમાલાપ કરતી હતી, તે શું તમારા પ્રેમનું પાત્ર હતું ? તેને માટેજ શું તમે તમારા બીજા પ્રણયીનું ખૂન કર્યું છે ? તે પ્રેમપાત્ર મનુષ્ય શું આજે પણ તમારી સાથે મુલાકાત લેવા આવે છે ? "

આ પ્રશ્ન સાંભળતાંની સાથેજ કુમારીએ કાન્તિલાલના મુખ સામે અદ્દભૂત કટાક્ષ કર્યો, તથા બહુજ ગંભીર અને વિસ્મીત સ્વરે ઉત્તર આપ્યો, " આ વાત આપના જાણવામાં કેવી રીતે આવી તે મને સમજાતું નથી ! " એટલું કહી કુમારી કેટલીક પળ ચૂપ રહી ગઈ. પુનઃ તે ધીમે ધીમે કહેવા લાગી, " બ્રહ્મસમાજના મંદીરની

અંદર પ્રવેશ કરવાના દ્વાર આગળ જે માણુસે મારી સાથે વાત કરી હતી, તેને હું—" એટલું કહેતાં, કુમારી પુનઃ અટકી ગઈ! તેનો કંઠ રૂંધાઇ ગયો ! તે બહુજ કષ્ટે આગળ બોલવા લાગી, " ના ! ના ! એ હકીકત આપને જણાવવાનું સાહસ મારાથી થઇ શકતું નથી ! આપ પધારો ! "

કાન્તિલાલ પણ આગળ હકીકત નહિ પૂછતાં તે ઘરમાંથી બહાર નિકળી પોતાને ઘેર આવ્યો. કયે રસ્તે થઇને તે ઘર આગળ આવ્યો તેનું તેને બિલકુલ ભાન રહેલું નહોતું. ફક્ત એટલુંજ ભાન રહ્યું હતું કે કુમારી તેને પોતાને ચાહે છે ! એકના મનમાં પ્રેમની જાગ્રતિ હતી, ત્યારે બીજાના મનમાં તિરસ્કાર ભરેલો હતો ! તે પોતાને ચાહે છે એમ સમજી તેને અધિકતર તિરસ્કાર ઉત્પન્ન થયો. કોઇ પણ પ્રકારે તે સ્ત્રી પ્રતિ અનુરાગ થાય એવો વિચાર તે કરવા લાગ્યો; પરંતુ નિરૂપાય ! એમ બનવું અશકય હતું ! એ પ્રમાણેનું ચહાવું ખરેખર ! દુઃખના દરિયામાં ડૂબાવનાર છે, એમ તે સમજતો હતો છતાં પણ જે સ્ત્રી પોતાને ચાહે છે—આટલી બધી ચાહે છે તેને ત્યજીને અન્ય સ્ત્રીને પોતાનું પ્રેમપાત્ર બનાવવું ઠીક નહિ ! નિષ્કપટપણે તેના હૃદયમાં એ ધારણા ઉત્પન્ન થઇ હતી.

## પ્રકરણ ૧૪ મું.

## પોલિસની પોલિસી.

રાત્રે કાન્તિલાલ કુમારી મનોરમાની સાથે મળીને પોતાને ઘેર આવ્યો ત્યાર પછી બે દિવસ પર્યંત તે બિલકુલ બહાર નિકળ્યો નહિ ! ત્રીજે દિવસે ફરવા નિકળ્યો ! ફરીને ઘર આગળ પાછો આ-

ચ્યો તે વખતે એક નવિન મનુષ્ય તેના ઘરની અંદર આરામ ખુરસી પર બેસી સિગારેટ તાણતો, અને પોતાના આવવાની રાહ જોઇને બેસી રહેલો હોય તેમ જણાયું.

કાન્તિલાલ તે આવેલા નવિન મનુષ્યને ઓળખતો હતો. તેનું નામ મિસ્તર નલિનીકાન્ત હતું. તે વિજયનગરની અંદર ડીટેકટીવ ઓફીસર હતો.

કાન્તિલાલને આવેલો જોઇ તેની સાથે હાથ મેળવતાં નલિની-કાન્તે પ્રશ્ન કર્યો, "મી. કાન્તિલાલ! આપ રાજમેહેલ રોડપર થયેલા ખૂનના સંબંધમાં શું શું જાણો છો?"

કાન્તિલાલે સ્હામો પ્રશ્ન કર્યો, "કેમ સાહેબ! એ ખૂનના સં-બંધમાં કાંઇ નવિન સમાચાર આપના જાણવામાં આવ્યા છે કે શું?"

"કાંઇ કાંઇ હકીકત જાણવામાં આવી છે ખરી, પરંતુ બહુજ અટપટી અને ગરબડ ઘોટાળા ભરેલી જણાય છે! રાજમેહેલ રોડ ઉપર આવેલા નંબર ૨૨ વાળા ઘરની અંદર એક ગ્રહસ્થ રહે છે! જે રાત્રે ખૂન થયું, તેજ રાત્રે પ્રદેશમાં પર્યટન કરવાના વિચારથી તે બહારગામ ગયેલો હતો! ખૂનના સમાચાર મળ્યા પછી હંમેશાં હું તે ઘર ઉપર નજર રાખ્યા કરૂં છું! થોડા દિવસથી તે માણસ પરદેશ-થી પાછો આવેલો છે. તેની સાથે મારો મેળાપ થયો છે! તેણે મને જણાવ્યું છે કે તે દિવસે રાત્રે આશરે સાડાદશ વાગતાને સુમારે જ્યારે તે બહાર નિકળ્યો, તે વખતે એ ઘરના દરવાજા આગળ એક ભાડા-ની ગાડી આવી ઉભી રહીં હતી. એક પુરૂષ અને એક સ્ત્રી તે ગાડી-ની અંદરથી નિચે ઉતરી ૨૨ નંબરવાળા ઘરમાં પેસતાં તેણે જોયાં હતાં. સ્ત્રી બહુજ પરમ સુંદર હતી. તેણે સફેદ વસ્ત્રો પહેરેલાં હતાં! વસ્ત્ર ઉપર એક પીળા રંગની બહુજ ઝીણી ચાદર ઓઢેલી હતી! તે ચાદર નીચે તેનું સઘળું શરીર ઢંકાયલું હતું! આટલુંજ તે માણસ

અને જણાવી શકયો છે! ત્યાર પછી તો તે તરતજ પરદેશ પર્યટન માટે ચાલ્યો ગયો છે. ખૂનના સંબંધમાં તે કાંઈપણ વધુ હકીકત જાણતો નહોતો. હવે તે સંબંધમાં આપના જાણવામાં શું શું છે? ઘરની અંદર તે પુરૂષ અને સ્ત્રીએ પ્રવેશ કર્યો, ને ત્યાર પછી તે બહાર આવ્યાં કે નહિ, તે કાંઇ આપના જોવામાં આવ્યું છે?"

"પુરૂષ કે સ્ત્રીને મેં જોયાં નથી! તે ઘર આગળ થઇને હું મારા ઘર તરફ આવતો હતો, તે વખતે ઘરની અંદરથી એક ભયનો પોકાર મારા કાને પડયો. જે સાંભળીને હું તે ઘર તરફ વળ્યો. જેવો હું તે ઘરની પાસે ગયો, તેવીજ એક વ્યક્તિ ઘરની અંદરથી સપાટાબંધ બહાર આવી! તે સ્ત્રી હતી કે પુરૂષ તે બરાબર મારાથી ઓળખી શકાયું નથી! પોલિસના માણસને મેં તે હકીકત જણાવી છે!"

"આપ તે માણસની સાથે ગયા નહોતા?"

"ના! તેવો વિચાર મારા મનમાં આવ્યોજ નહોતો! ફક્ત શું છે તે જાણવા તરફજ મારૂં લક્ષ્ય હતું, એટલે તે તરફ બહુ ધ્યાન આપ્યું નહોતું!"

"તોપણ જ્યારે આપે ભયસૂચક શબ્દ સાંભળ્યો, અને તેજ વખતે તુર્તજ એક માણસ તે ઘરમાંથી બહાર નીકળી આવેલું તમારી નજરે પડયું, અને બહાર નિકળતાંજ તે નાસવા લાગ્યું, તો તમારો ધર્મ હતો કે, તમારે તેની પાછળ પાછળ જઇ તે કયાં જાય છે, તે જાણવું હતું!"

"આપનું કહેવું યથાર્થ છે કે, તેમ કરવું ઉચિત હતું! આ વખતે મને પણ તે ઉચિત લાગે છે, પરંતુ તે સમયે તેમ લાગ્યું નહોતું!"

"બહુજ આશ્ચર્ય પામવા જેવું છે! ગમે તેમ હો, પરંતુ છેવટ પર્યંત મેં આ કેસની તપાસ કરવાનો દૃઢ નિશ્ચય કર્યો છે! જે

માણસનું ખૂન થયેલું છે, તેની બ્હેનની શોધ કરવાનો પણ મારો વિચાર છે! મરનાર માણસને તેની તે બ્હેન સિવાય આ સંસારની અંદર કોઈપણ અંગત સગું નથી, એવી વાત મારા સાંભળવામાં આવી છે! મરનાર માણસ પાંચેક વર્ષથી એ ઘરની અંદર એકાંત-વાસમાં રહેતો હતો, તે અરસામાં તેનાં કોઇપણ સ્નેહી સંબંધી તેને મળવા માટે આવ્યાં હોય તેવું જણાયું નથી! તેમ તેનો કોઇ મિત્ર કે શત્રુ પણ જણાયો નથી! જો કે એ વાત બહુ આશ્ચર્ય ઉત્પન્ન કરે તેવી છે કે કોઇના પણ સંસર્ગ કે સંબંધ સિવાયના મનુષ્યનું ખૂન કરે, એવો કોણ હશે? શી લાલચ કે લોભથી એ ખૂન કરવામાં આવ્યું હશે? ફક્ત એટલુંજ સાંભળવામાં આવ્યું છે કે મરનાર મા-ણસની પાસે બહુજ પૈસા હતા! તેના મરણ પછી તેની સઘળી મિ-લકતની વારસ તેની બ્હેન હતી! અને તેથી એમ અનુમાન કરવાનું કારણ મળે છે કે, વખતે લક્ષ્મીના લોભે એ બ્હેને તો તેનું ખૂન કર્યું નહિ હોય? પરંતુ તેનો હજી સુધી કાંઇ પણ પત્તો મળતો નથી!"

"વારૂ! એ બ્હેનેજ ભાઇનું ખૂન કરેલું હોય એમ તમને વ-હેમ લાવવાનું કાંઇ કારણ છે?"

"ના! તેવો કાંઇ દૃઢ નિશ્ચય કર્યો નથી! પણ મને એમ લાગે છે કે હજી સુધી તેના ભાઇનું ખૂન થયેલું છે એવી ખબર તેના કાને પડેલી નહિ હોય! તેમ તેના વકીલ ઉપર પણ તેનો કાંઇપણ પત્ર આવેલો હોય તેવું જણાતું નથી! શું થાય છે તે જોઇએ છીએ. આપના તરફથી મને કોઇપણ પ્રકારની સહાય મળે એવું મને સમજાતું નથી! આપ કોઇપણ રીતે પોલીસને સહાય આપી શકો તેમ નથી! ઠીક છે ત્યારે હું જાઉં છું! જ્યાં સુધી બનશે ત્યાં સુધી તો તે ખૂનનો પત્તો મેળવવાનો પ્રયત્ન કરીશ! પરંતુ વાત એ છે કે ખૂની માણસ કોઈપણ કાળે છટકી જવો જોઇએ નહિ! મારી

માન્યતા છે કે ગમે તે રીતે ખૂની માણસ થોડા દિવસમાં પકડાવો જોઇએ ! પછી એ દિવસ વહેલો કે મોડો પરંતુ પકડાયા સિવાય તો રેહેશે નહિજ ! ”

આ પ્રમાણે કહી કાન્તિલાલની સાથે શેકહેન્ડ કરી ડીટેકટીવ ઇન્સ્પેકટર નલિનીકાન્ત ત્યાંથી વિદાય થઇ ગયો. કાન્તિલાલ વિચારમાં પડયો ! ડીટેકટીવના છેવટના શબ્દો તેના કર્ણમાં વારંવાર પ્રતિધ્વનિ રૂપે અથડાવા લાગ્યા. “ વહેલો કે મોડો, પરંતુ પકડાઇ ગયા સિવાય રહેશેજ નહિ ! ”

## પ્રકરણ ૧૫ મું.

### આશાની પ્રતિમા !

વિચાર કરતાં કરતાં કાન્તિલાલના મનમાં એક નવિન ભાવનાનો સંચાર થયો. તેણે પોતાના મનમાં વિચાર્યું કે, “ માનો કે કુમારી મનોરમા ખરેખરી અપરાધી છે, છતાં પણ તેનો આ પ્રથમજ અપરાધ છે ! વળી બીજી બાબત એ પણ વિચારવા જેવી છે કે કુમારીને જે માણુસ ચહાતો હતો, તે પણ ખૂન થયું તે રાત્રે રાજમહેલ રોડપર આવેલા નંબર ૨૨ વાળા મકાનમાં કુમારીની સાથે સાથે તે ઘરમાં પેઠેલો હતો ! નવ વિવાહીત દંપતિએ તે ઘરની અંદર પ્રવેશ કરતાંની સાથેજ મરનાર માણસના હૃદયમાં ખંજર ખોસી દીધેલું હોવું જોઇએ. કુમારી મનોરમા તત્કાળ તે રકતથી રગદોળાયલા ખંજરને હાથમાં લઇ તે ઘરની બહાર નિકળેલી હોવી જોઇએ ! એ વાત નિશ્ચય છે ! કુમારી મનોરમાએ પોતે ખૂન કરેલું હોય, એમ મને લાગતું નથી ! એ વારંવાર પોતાના મુખે કહે છે કે, જે કાંઇ બન્યું છે તેમાં સઘળો

દોષ મારો પોતાનોજ છે! એ વાત કદાપિ ખરી હોય! પરંતુ એ તો ચોક્કસ છે કે અત્યાર સુધીમાં તેણે એક પણ વખત મને એમ જણાવ્યું નથી કે તેણે પોતેજ એ ખૂન કરેલું છે!

વળી જે માણસે ખૂન કરેલું છે તેની સાથે ખરેખર જો મનોરમાનું મન મળેલુંજ હોય તો પછી તે મારા ઉપર પ્રેમની નજરથી કેવી રીતે જોઇ શકે? તેના મનમાં પછી નવીન પ્રેમ ભાવના કેવી રીતે જન્મ પામે? તેમ તેના ઉપર મને પણ દયાની દષ્ટિ કેવી રીતે ઉત્પન્ન થાય! કેમ ન થાય! પ્રથમ મારા મનમાં શંકા ઉત્પન્ન થયેલી હતી, કે કુમારીનો ઉપપતિ મરનાર મનુષ્યનો ખૂની હોવો જોઇએ! એ વાતને અત્યારે ટેકો મળે છે! એજ માણસે મરનાર મનુષ્યનું ખૂન કરેલું છે! પોતાના સ્વામિ પ્રતિ સહજ ઉદાસભાવ ઉત્પન્ન થવાથી, કુમારીએ પોતાના સ્વામિનું ખૂન કરનાર મનુષ્યને પોતાના હ્રદયનું દાન આપેલું હશે એ માનવામાં આવે તેવું નથી! સ્ત્રીઓનો પ્રેમ જેમ અર્પણ કરવામાં આવે છે, તેમ તે પ્રેમ કેટલીક વખત અનિવાર્ય કારણોને લઇને નાશ પણ પામે છે! એક વખત તે એકને ચાહે છે, પણ બીજી વખતે તે ચાહનાનો નાશ થઇ જાય છે! સ્વામીના ખૂની તરફ કુમારી મનોરમાને તિરસ્કાર પ્રાપ્ત થયો હોય તો પછી તે મને કેમ ન ચાહે? જોકે મારૂં તે અનુમાન સત્ય હોય કિંવા ન હોય એ વાત અલગ છે, પરંતુ મારા મનમાં જે કાંઇ છે, તે વાત ખરી હોય તો એમજ માની શકાય કે કુમારી મનોરમા અવશ્ય મારા તરફ પ્રિતિની નજરથી નિહાળે છે!"

પોતાના મનની સાથેજ એ પ્રમાણે દઢ નિશ્ચય કરી તે મનમાં ને મનમાંજ બોલવા લાગ્યો, "એતો ઠીક! પણ એ મારા મનમાં કેમ ચાહના કરવા યોગ્ય નહિ જણાતી હોય? શીતરૂતુની અંદર અનેક તરુલતાઓ સુકાઇ જાય છે! વસંતના સમયે નવીન મંજરીઓ ધારણ કરે

છે ! નવિન પલ્લવે નવિન નવિન કુસુમો સુશોભિત થઇ નવજીવન પ્રાપ્ત કરે છે ! કુમારીના હૃદયમાંથી પણ નવિન પ્રેમનાં અંકુરો એક વખત કદાચિત્ નાશ પામી ગયાં તોપણ સમયપરત્વે આ વખતે તે પુનઃ કેમ પ્રફુલ્લિત અને સજીવન ન બન્યાં હોય ? કુમારી મનોરમાની અવસ્ય મારા પ્રત્યે પ્રેમના નવિન અંકુરોથી પ્રફુલ્લીત બની ચાહના ઉત્પન્ન થઈ હોય ! પણ હું તેનું મન ફેરવી શકીશ ! કદાપિ હું તેની સાથે વિવાહ કરવાને સમ્મત્ થાઉં તો એમ આશા રાખી શકાય ખરી કે તેનું ગુહ્ય વૃત્તાંત જાણી શકવા સમય મળે ? તેમ તે પણ મારાથી કાંઈ પણ વાત ગુપ્ત રાખે નહિ !

એકાએક તેના મનમાં આનંદનો સંચાર થયો. આનંદમાં ને આનંદમાં કાન્તિલાલ પેપરના ખબરોના કાગળો લખવા બેઠો. બે કલાક લખ્યા પછી કોઇએ આવી બહારથી ઘરનાં દ્વાર ખખડાવ્યાં ! તરતજ કાન્તિલાલ પોતાના લખવાના સ્થળેથી ઉભો થયો, અને બારણું ઉઘાડયું. શાન્તિલાલે ઘરની અંદર પ્રવેશ કર્યો.

તેણે કાન્તિલાલને પૂછયું, " કેમ ભાઇ ! આજે તો કાંઇ કામમાં ખૂબ મશગુલ બન્યા છો ? "

" હા ! ભાઇ ! બહુજ કામ છે ! કામ સિવાય મને બેસી રહેવું બિલકુલ ગમતું નથી ! આપજ વિચાર કરોને કે કામ ન કરીયે તો આપણો દિવસ કેવી રીતે જાય ? મન ચંચળ હોય છે; તથાપિ પણ કામમાં રોકાયલો રહું છું. "

" ભલે ! તમે તેમ કરતા હો; પરંતુ મારાથી તો તેમ બની શકતું નથી ! ગયા અઠવાડીઆમાં મેં એક પણ પૈસો પેદા કર્યો નથી ! ઉલટા પાંચ રૂપિયા પોષ્ટની ટીકીટોના ખરચ્યા છે. ન્હાની ન્હાની પ્રેમની વાતો લખી આખું અઠવાડીયું તે છપાવવા મોકલવામાંજ ટીકીટોનું ખર્ચ કર્યું છે ! તમારી પાસે વાત કરવામાં કાંઇ પણ હરકત

નથી. જે કાંઇ લખ્યું છે તે જોઇએ તેવું સારૂં તો નથીજ !"

કાન્તિલાલે મંદમંદ હાસ્ય કરતાં કહ્યું, " લખાણનું કામજ એવું હોય છે કે તે એક વખત સારૂં લખાય છે, તો બીજી વખત જરા મંદ હોય છે! પણ કેવળ "ધુમકેતુ" પત્રને માટેજ લેખો લખતો નથી. તેના એકલાના લખવાથીજ મારૂં ઉદર પોષણ જોઇએ તેવું થાય તેમ નથી! જેની જેની ખબરોના કાગળો લખું છું તેની તરફથી માસિક કેટલું મળે છે તે હું પોતેજ જાણું છું! એકાદ વાર્તા લખી જે કાંઈ હું મેળવું છું, તેના ખર્ચનો હિસાબ કરી જ્યારે આવક ખર્ચનો અડસટ્ટો કાઢું છું ત્યારે તરતજ સમજાય છે કે આવક અને ખર્ચ એકજ હિસાબે ચાલે છે! હું જે કાંઇ 'ધૂમકેતુ' ને માટે ખબરો લખું છુ તેની બે ત્રણ કોપીઓ લખી બીજાં પત્રોને પણ મોકલાવી આપું છું! ભાઈ! લોકો જાણે છે કે લેખકો રાત દિવસ મહેનત કરી બહુ પૈસા મેળવે છે! પણ અંતરનો ભેદ ખેદ ઉપજાવે તેવો છે. તેઓ સમજતા નથી! જ્યાં લેખની કીંમત કરનાર કાર્યદક્ષ નથી, ત્યાં લેખકોની કીંમત પણ કયાંથી થાય? આજે તો બહારના ભપકાને હા, નામાં પ્રેમ શબ્દોની કીંમત કરનારા છે; ખરા તત્વને કોણ જુએ છે?"

આ પ્રમાણે બન્ને મિત્રો વાતો કરતા હતા. એટલામાં બીજા કોઈ માણસે આવી પુનઃ બારણાં ખખડાવ્યાં. કાન્તિલાલની અનુમતિ લઇ શાન્તિલાલે બારણું ઉઘાડયું. બહારની બાજુના ચોકમાં એક માણસ આમતેમ આંટા મારતો તેના જોવામાં આવ્યો. શાન્તિલાલને જોઇ તેની ઘરની અંદર પ્રવેશ કરવાની હીમ્મત ચાલી નહિ! તેણે નમ્રપણે શાન્તિલાલને જણાવ્યું, " માફ કરજો! હું મીસ્તર કાન્તિલાલ સાથે મળવા માટે આવેલો છું!"

કાન્તિલાલે એ વાત સાંભળી જવાબ આપ્યો, " હું અહિંજ

છું !" કાન્તિલાલે તેને જોતાંની સાથેજ ઓળખ્યો હતો. પહેલાં જે માણસ ભય બતાવીને પૈસા પડાવવા માટે આવેલો હતો તેજ તે માણસ હતો.

આવેલા માણસે જવાબ આપ્યો, "હમણાં તો હું જાઉં છું. જે વખતે આપ એકલા હશો તે વખતે આવીશ, અને આપની સાથે જે કાંઈ વાત કરવાની છે તે કરીશ !"

આ પ્રમાણે કહી જોરથી બારણું બંધ કરી તે માણસ બહાર નીકળી ગયો. શાન્તિલાલ તે આવ્યો અને એકાએક જવાબ આપી ચાલ્યો ગયો ત્યાં સુધી તેના મુખ સામુંજ જોઈ રહ્યો હતો. આખરે તે એક દીર્ઘ નિશ્વાસ મૂકી કાન્તિલાલને પૂછવા લાગ્યો, "કાન્તિ-લાલ ! આ શું છે ? એ માણસ આવ્યો શું અને ગયો શું ? એને તમે બરાબર રીતે ઓળખો છો ?"

કાન્તિલાલે જવાબ આપ્યો, "હા ! ઓળખું છું ! બહુ બદ-માસ છે ! લુચ્ચો છે !"

"ખરેખર તેનોજ છે ! હું પણ તેને ઓળખું છું ! તે દિવસે મેં તમને એક છબી બતાવી કહ્યું હતું કે બંગાળની રાજધાની કલ-કત્તા નગરની અંદર બ્રહ્મસમાજના મંદિરમાં જે કુમારી ઇશ્વર પ્રાર્થના કરતી હતી, તે કુમારીનોજ આ પ્રિતિપાત્ર માણસ છે ! તે બિચારી અજાણી હોવાથી આના ફંદામાં ફંસાઇ છે !"

અત્યંત વિસ્મય પામતાં કાન્તિલાલે કહ્યું, "આજ માણસ ? તમે બરાબર ઓળખ્યો ?"

"હા ! બરાબર ઓળખ્યો છે ! બ્રહ્મસમાજના મંદિરમાં મેં આનો પણ ફોટો ચિતરેલો છે ! જો કે મ્હોડું સારા માણસ જેવું જણાય છે, પરંતુ બહુજ બદમાસ માણસ હોય તેવો મને તો લાગે છે !" એમ કહી શાન્તિલાલે પોતાના ખીસ્સામાંથી એક ફોટોગ્રાફ

બહાર કહાડી કાન્તિલાલના હાથમાં મૂકયો.

છબિ હાથમાં લઈ બહુજ તિક્ષ્ણ દૃષ્ટિએ અવલોકન કરતાં કાન્તિલાલ પોતાના મનમાંજ કહેવા લાગ્યો, “ ઠીક છે! આજ એ માણસ! એજ કુમારી મનોરમાનો ઉપપતિ. તેથીજ તે કુમારી મનોરમાની પાસે જાય છે! ” આ પ્રમાણે પોતાના મનની અંદર બોલી તેણે શાન્તિલાલને કહ્યું, “ આ છબી મને તમે મારી પાસે રાખવા દેશો ? ”

“ જો તમારી ઇચ્છા હોય તો તમારી પાસે રાખો! એ કુમારી તરફ તમારૂં બહુજ આકર્ષણ હોય એમ સમજાય છે! તેની સાથે જેનો સંબંધ છે તેની તમને જરૂરિયાત છે એમ જણાય છે! ઓળખ્યા અગર જોયા સિવાય એક યુવતિની છબિ જોઇનેજ તમને તેના ઉપર પ્રેમ ઉત્પન્ન થયો છે! બહુ સારૂ! બહુ સારૂ! હા! પરંતુ આજે મારી પાસે બિલકુલ પૈસા નથી. જો તમારી પાસે હોય તો મને એક ગીની ઉછીતી આપો. ”

કાન્તિલાલે તરતજ પોતાના ખીસ્સામાંથી પાકીટ બહાર કાઢી એક ગીની શાન્તિલાલના હાથમાં મૂકી. ગીની લઈ શાન્તિલાલ તરતજ પોતાના ઘર તરફ વિદાય થયો.



## પ્રકરણ ૧૬ મું.

### નવિન નાયિકા.



કામિનીઓનો પ્રેમ અતિશય મધુર, અતિશય તિખો, સમય પરત્વે અમૃત સમાન, અને સમય પરત્વે બહુ કડવો હોય છે! કાન્તિલાલે પહેલાં કોઇ પણ સમયે કામિનીઓના પ્રેમના સુખ સ્વપ્નનું દર્શન

કરેલું નહોતું ! વિવાહ કરી સંસારી થવું પડશે, તે સંબંધમાં કોઇ પણ વખતે મનમાં વિચાર સરખો આવ્યો નહોતો ! પ્રથમ વાર તે પ્રેમના ફંદામાં ફસાયો હતો ! કુમારી મનોરમાએ તેના અચળ હૃદયને ચલાયમાન બનાવી દીધું હતું ! તે સુંદરીના પ્રેમથી ગાંડા જેવો બની ગયો હતો ! એકબાજુ પ્રેમ અને એક બાજુ તેના તરફનો તિરસ્કાર બન્ને હૃદયક્ષેત્રની અંદર એકમેકથી યુદ્ધ મચાવી રહ્યાં હતાં ! પ્રેમ તેના હૃદયમાં અમૃતનું સિંચન કરતો ત્યારે તે સ્વર્ગના સુખનો અનુભવ કરતો હતો, અને તિરસ્કારનું જોર વધી પડતું તે વખતે તે હળાહળ વિષની પિડાનો અનુભવ કરતો ! એટલુંજ નહિ પણ નરકનાં અનર્થકારક દુઃખોનો અનુભવ થતો !

કુમારી મનોરમાની છબિ તેની પાસેજ હતી ! સમય મળતાં તે તેને બહાર કહાડી નિરીક્ષણ કરતો ! અન્ય અવયવો પ્રતિ બહુ લક્ષ્ય નહિ આપતાં કુમારીના સુંદર મુખ સામેજ નિષ્પલક નેત્ર ઘણા વખત સુધી નિહાળી રહેતો.

વારંવાર તેના મુખનું દર્શન કરવા છતાં પણ તેના મનની તૃષાની તૃપ્તિ થતી નહિ ! જ્યારે જ્યારે પ્રેમનું આકર્ષણ અધિકતર બલવાન થતું ત્યારે ત્યારે છબીને તે વારંવાર ચુંબન કરતો ! પણ જ્યારે જ્યારે તિરસ્કારનું જોર વધી પડતું ત્યારે ત્યારે તે છબીને પોતાની દ્રષ્ટિ સમિપમાંથી દૂર ફેંકી દેતો !

જે માણસને કુમારી મનોરમાના ઉપપતિ તરીકે ગણવામાં આવતો હતો, તેની છબિ પણ કાન્તિલાલની પાસેજ હતી. તે છબીને પણ કાન્તિલાલ વચ્ચે વચ્ચે જોતો હતો ! તેને જોતાંજ કાન્તિલાલનું અંતર ઇર્ષા અને તિરસ્કારથી પ્રજ્વલિત થઈ જતું હતું ! પોતે પોતાના મનના ભાવને દાબી દેવા પ્રયત્ન કરતો હોવા છતાં તે બહાર જણાઇ આવતો હતો !

કુમારીની છબિ પુનઃ હાથમાં લઇ તે ઉભો થયો ! અને દિવાલમાં એક કબાટ હતું તેની અંદર મૂકી ! એટલામાં ઘરમાં પ્રવેશ કરવાનું બારણું ખુલ્લું હોવાથી એક યુવાન વયની યુવતિએ ઘરમાં પ્રવેશ કરવાની પરવાનગીની પરવા ન કરતાં અંદર પ્રવેશ કર્યો. તેને જોઇને કાન્તિલાલ આશ્ચર્ય પામ્યો. પ્રથમ તો તેને તે કુમારી મનોરમા હશે એવો ભાસ થયો; કિન્તુ બારિકાઇથી જોતાં તેની તે ધારણા ખોટી પડી. આવેલી યુવતિનું શરીર કૃષ હતું ! તેનો ચહેરો કદરૂપો હતો ! કુમારી મનોરમાનું શરીર તો દીર્ઘાકાર અને સુંદર હતું.

આવેલી નવીન યુવતિએ ઘરની અંદર પ્રવેશ કરી દ્વાર બંધ કરી દીધાં; કાન્તીલાલની પાસે આવી તેણે પોતાના મુખ ઉપર ઢાંકેલો બુરખો ખુલ્લો કર્યો, અને પૂછ્યું, “ આપ મને ઓળખો છો ? ”

યુવતિના મુખનું બરાબર અવલોકન કરી, કાન્તિલાલે કહ્યું, “ હા ! હવે બરાબર રીતે ઓળખી શકયો છું ! મરનાર મી મનમોહનના મૃત્યુ સંબંધે કોરોનર કોર્ટની સમક્ષ તમેજ સાક્ષી આપવા આવેલાં હતાં ખરાંને ? ”

તેના મુખ ઉપરથી બુરખો દૂર થતાંજ, તે નવિન યુવતિના સુંદર મુખની દિવ્ય પ્રભા અતિશય દીપી નિકળી. એક ખુરસી ઉપર પોતાની જગો લેતાં પુનઃ તેણે કાન્તિલાલને પ્રશ્ન કર્યો, “ હું શા માટે આપની પાસે આવેલી છું તે આપ જાણો છો ? ”

“ ના ! તમે કેમ આવેલાં છો, તે હું કેવી રીતે જાણી શકું ? તો પણ—”

મૃદુ હાસ્ય કરતાં, કાન્તિલાલને આગળ બોલતો અટકાવી તે યુવતિએ જણાવ્યું, “ ખરૂં છે કે આપ તે વાત કેવી રીતે જાણી શકો ? હું કેમ આવી છું, તેની મને પોતાનેજ બરાબર યાદ નથી ! હું એવી તો બેફામ બની ગયેલી છું કે, વિચારમાં ને વિચારમાંજ

અહિયાં આવી છું! આપ જાણો છો કે મી. મનમોહનદાસનું કોઇ વ્યક્તિએ ખૂન કરેલું છે! તે કોણે કરેલું છે તે બરાબર જાણવામાં આવતું નથી!"

"ના! તે કોણે કરેલું છે, તે બરાબર રીતે જાણવામાં આવ્યું નથી."

"આપને એમ લાગતું હશે કે, તે કોઇપણ વખતે જણાશે નહિ, પણ મને તો ખાત્રી છે કે, તે છુપું રેહેવા પામશે નહિ! એક વખત હું પણ તે મરનાર વ્યક્તિની પ્રિતિપાત્ર હતી! અમારો પ્રેમ એટલો બધો સુદઢ થયેલો નહોતો છતાં એટલું તો મારે કબૂલ કરવું પડશે કે અમારા બન્નેની વચ્ચે પ્રેમનું બંધન બહુજ મજબુત બંધાતું જતું હતું! સહજ અનુરાગ થતાં કે પ્રેમનું પાત્ર અદશ્ય થતાં, પ્રેમ દાર્શનિકબંધન ઓછું થાય છે. એ વાત ખરી છે, કિન્તુ તેવા પ્રેમી મનુષ્યોને માટે સ્ત્રીઓનું હૃદય અતિશય દગ્ધ થાય છે! જ્યાં સુધી મનમોહનદાસના ખૂનીને પકડી ન્યાયાસન આગળ ઉભો કરી ખૂનનો બદલો ખૂનથી લેવામાં આવશે નહિ ત્યાં સુધી મને શાન્તિ વળશે નહિ!"

આ પ્રમાણે કહી તે સ્ત્રી કેટલોક વખત શાંતિ ધારણ કરી રહી. પુનઃ કેટલીક પળ વિચાર કરી તે કહેવા લાગી, "આપજ વિચાર કરો કે હું આપની પાસે ખોટું કહું છું? જે માણસે મારી સુખ શાન્તિનો નાશ કર્યો છે તેના તરફ મારો કેવો ભાવ હોય એ આપેજ વિચારવા યોગ્ય છે! એ તો આપે ખાત્રીજ રાખવી કે સમય મળતાં હું તેનો બદલો લઇશ! ગમે ત્યારે પણ બદલો લીધા સિવાય હું રહીશ નહિ! હંમેશાં ધૈર્ય ધારણ કરવું જોઇએ, એ સામાન્ય નિયમ છે! ધૈર્ય ધારણ કર્યા સિવાય કોઇપણ કાર્ય સિદ્ધ થતું નથી, એ હું પુરેપુરી રીતે સમજું છું અને તેથીજ મેં ધૈર્ય ધારણ કરેલું છે! જે

પુરૂષ કોઇપણુ સ્રીને પ્રિય થઇ પડેલો હોય છે, તેના પ્રત્યે સ્રી હંમેશાં મનમાં પ્રેમભાવ રાખે છે ! પરંતુ સ્રીઓ જે પુરૂષને પ્રિય હોય છે, તે પુરૂષ સર્વદા તેને પોતાની સ્મૃતિમાં રાખતા નથી ! જેના સંબંધમાં હું તમને વાત જણાવું છું, તે જો કે મને પૂર્ણપણે ચહાતો નહોતો ! પોતાનો સ્વાર્થ સાધવાને માટે, તે મારા પર સ્નેહ જણાવી મને ઠગવા માગતો હતો, પરંતુ હું તેને અંતઃકરણપૂર્વક ચહાતી નહોતી ! જો તેણે મને બરાબર એક માસ પર્યંત વધુ ચાહી હોત તો હું તેના સઘળા દોષોને ભૂલી જાત ! તે માણુસે મને પોતાના સ્વાર્થ સાધવાના યંત્ર રૂપે બનાવી મૂકી હતી ! પણ ઇશ્વરે સર્વને સદ્બુદ્ધિ આપી છે ! તે માણુસ બચ્યો હોત તો, પોતાના કરેલા અપરાધોને માટે પશ્ચાતાપ કરત ! કિન્તુ ઇશ્વરેચ્છા એવીજ હશે !"

કાન્તિલાલે તેનું કહેતું સાંભળી જણાવ્યું, " જે માણસના સંબંધમાં તમે વાત કરો છો, તે માણુસ તમારી દ્રષ્ટેકેવી રીતે દોષિત દેખાયો હતો ? જે માણસનું ખૂન થયેલું છે, તેના ઉપર શી રીતે તે માણુસને વૈરની જ્વાળા પ્રગટ થઇ હતી ?"

" જો કે તે વાત પહેલાં તો મારા જાણવામાં આવી નહોતી પણ આજેજ તે સઘળું મારા જાણવામાં આવ્યું છે ! તે હકીકતની બાતમી મેળવતાં મેળવતાંજ હું અહિંયાં આવી ચડી છું ! ખરી રીતે જોતાં એ વાત સત્ય નથી ! પરંતુ મનની અંદર એકજ દ્રઢ નિશ્ચય કરી એ સંકલ્પ સિદ્ધ કરવાના આશયથીજ હું અહિયાં આવી છું ! મારી એમ ખાત્રી થઇ છે કે મી. મનમોહનદાસના ખૂનના સંબંધમાં તમે કાંઇ ને કાંઇ હકીકત જાણો છો ! તો મને સત્ય હકીકત શું છે તે સમજાવો ! મને આપ જણાવો કે જે ઘરની અંદર ખૂન થયું તે ઘરની અંદરથી તે રાત્રે જે માણુસ બહાર નીકળી નાઠું તેને આપે જોયુ હતું ? તે માણુસ પુરૂષ હતો કે સ્રી ?"

"પુરૂષ નહોતો! પોલિસની સમક્ષ મેં તે વાત જણાવી નથી! કોરોનર કોર્ટની અંદર પણ તે હકીકત જાહેર કરી નથી! પરંતુ આજે તમારી સમક્ષજ એ વાત જણાવું છું! મારા પોતાના મનની તો ખાત્રી થયેલી છે કે, તે પુરૂષ નહિ પરંતુ સ્ત્રી હતી!"

તિક્ષ્ણ દ્રષ્ટિએ કાન્તિલાલના મુખ સામું જોતાં તે કામનીએ પૂછયું, "પહેલાં તમે કોઈ પણ સ્થળે આ વાત જણાવી નથી ત્યારે આજેજ આપના મનમાં તે વાતનો કેવી રીતે નિર્ણય થયો?"

"મનની અંદર તો બરાબર ખાત્રી હતી! પરંતુ નિશ્ચયપૂર્વક તે જણાવી શકાય તેમ નહોતું!"

તે યુવતિએ તરતજ પોતાના ખીસ્સામાંથી એક પત્ર બહાર કહાડયો અને તે કાન્તિલાલના હાથમાં મૂકતાં જણાવ્યું, "આ પત્ર વાંચો! આ પત્રની સાથે ખૂનના ઘટનાચક્રને કાંઇ ને કાંઇ સંબંધ હોય એવું તમને સમજાય છે? મેં એ પત્ર બહુજ યુક્તિથી મેળવ્યો છે! દુકાનદારો પડીકાં વાળવા માટે જુના પત્રો રાખે છે, તેમાંથી તે મને મળી આવેલો છે!"

કાન્તિલાલે તે પત્ર હાથમાં લઈ બહુજ સાવચેતીથી ઉઘાડયો. પત્ર બહુજ જુનો હતો. તે નોટપેપર પર લખેલો હતો, તેની બાજુ પર લખવામાં આવેલું હતું કે:—

"× × × × તમે વૈરનો બદલો વસુલ કરવા તૈયાર થજો! હું પણ તે આપવા અને લેવા તૈયાર છું! એકે એક તમે મને ત્રણ કલબોની અંદર ઠગ્યો છે, એટલા માટે મારે તેનો બદલો લેવાનો વિચાર છે! તમેજ કહો કે, હું જુગાર રમવામાં અતિશય ઉસ્તાદ છું! જુવારી લોકો દરેક સ્થળે જુના ફકીરો જેવા હોય છે. બે યુવતિઓને તમે વ્હાલા છો, પરંતુ તેમાંની બંનેને એકે એક હું તમારા હાથમાંથી છોડાવી લઇશ! તેમાંની એક તમારી ગરદન પર છરી

ફેરવશે, ત્યારે બીજી એક મને તમારે બદલે ચહાશે ! મારૂં કાર્ય સિદ્ધ થઇ ગયા જેવું છે ! મારા વૈરની વસુલાતરૂપી તૃષાની શાન્તિ થશે ! તેજ વખતે તમે મને જોવા પામશો !—"

બિહારીલાલ બસુ.

પત્ર વાંચી પુનઃ કાન્તિલાલે તે યુવતિને પૂછ્યું, "બિહારીલાલ બસુ કોણુ ? હાં ! હાં ! મને યાદ આવ્યું. એતો એજ માણુસ !"

કાન્તિલાલ પોતાનું વાકય પૂરૂં બોલી રહ્યો નહિ, એટલામાં વચ્ચે તે યુવતિ બોલી ઉઠી, "હાં ! એ તો જેણે મી. મનમોહનદાસનું ખૂન કરેલું છે તેજ માણુસ ! બસ ! હવે એ માણુસને હું ખૂની માણુસ તરીકે ફોજદારી કોર્ટની અંદર ખુલ્લો કરીશ, અને સ્વચક્ષુએ તેનો ન્યાય નિહાળીશ ! એને દોષિત ઠરાવી ફાંસીને લાકડે ચઢેલો જોઇ મરીશ ! એવું મૃત્યુ મને સુખ રૂપ લાગશે !"

આવેલી યુવતિનું નામ કુમારી કમળાદેવી હતું. તે એટલા તો ઉચ્ચ સ્વરે ઉપરનાં વાકયો બોલી કે, તેને શ્વાસ ચડી આવ્યો ! તેનું મુખ લોહી વિનાનું ફીકકું બની ગયું ! તેની એવી સ્થિતિ જોઇ કાન્તિલાલે કહ્યું, "તમે શા માટે આટલાં બધાં ઉત્તેજીત બની જાઓ છો ? અત્યારે આ બધી હકીકત કહી જવાથી શું ફાયદો છે ? જે જે હકીકત તમે જણાવી ગયાં છો, તે તે બધી ગઇ ગુજરીની વાત છે !"

"ગઇ ગુજરીની વાત ?" મશ્કરી કરતી હોય તેવા અવાજે કુમારી કમળાદેવિએ પૂછ્યું. "નહિ નહિ ! ગઈ ગુજરી વાત નથી પરંતુ ચાલતીજ છે ! પુરૂષો એવા વિષયને ભલે ગઈ ગુજરી વાત કહી વિસરી જાય, પરંતુ સ્ત્રીઓ તો કદાપિ પણુ તેવો રસ્તો ગ્રહણુ કરશે નહિ ! સ્ત્રી પોતાના હૃદય પર આઘાત થયો હોય તેવી વાત કદાપિ પણુ ભૂલી જતી નથી ! જ્યાં સુધી મારૂં જીવન હશે ત્યાં સુધી આ વાત મારા હૃદયમાં સૂળીની માફક સાલ્યા કરશે ! તે મારા હૃદયને બાળશે !

બિહારીલાલ બસ્ુ ! હા ! હું તેને ફોજદારી કોર્ટની સમક્ષ ખડો કરી તેનો ન્યાય જ્યુરી પાસે કરાવીશ. જ્યુરી તેને અપરાધી જાહેર કરશે ! ન્યાયાધીશ તેને ફાંસીની સજા ફરમાવશે ! હું પોતે તે વાત મારા કાને સાંભળીશ ! જે ઠેકાણે ફાંસી રોપાશે તે ઠેકાણે હું પોતે જઇશ ! તેના ફાંસીના લાકડે લટકતા પહેલાં હું તેને કહીશ કે, “ મારા જીવન પ્રતિ તેં જેવી દયાની દ્રષ્ટિ વાપરી છે, તેજ પ્રમાણે તારા જીવન પ્રતિ પરમેશ્વર દયાની દ્રષ્ટિએ વિલોકો ! ”

યુવતિનાં આવેશપૂર્ણ વચનો સાંભળી કાન્તિલાલનું હૃદય કંપવા લાગ્યું. તેણે કુમારી કમળાદેવીને કહ્યું, “ કુમારી ! આ સઘળી ભયાનક ચિન્તાઓને તમે તમારા હૃદયમાંથી દૂર કરો ! તમે જે કાંઈ શબ્દો ઉચ્ચારો છો તે તમારા જેવી સુકોમળ હૃદયની રમણિને યોગ્ય નથી ! ”

“ હા ! સુકોમળ રમણિને યોગ્ય નથી ! આપ શું બોલો છો ? જ્યારે એ રમણિને યોગ્ય નથી, ત્યારે રમણિને યોગ્ય શું છે તે જણાવશો ? શું દુષ્ટ માણસ તેનું સત્યાનાશ વાળે છતાં તેણે તેનો બદલો લેવો નહિ ? શું તેનું બુરૂં ચાહનારને સ્ત્રીએ શુભાશિર્વાદ આપી સંતુષ્ટ કરવો ? હું પૃથ્વીપર પડી હોઉં અને તમે મારા ઉપર થઈને ચાલ્યા જાઓ છતાં મારે બોલવું નહિ ! ત્યારે રમણિએ શું કરવું એ કહેશો ? ”

વેરની વસુલાત લેવાના ઉદ્દેશથી પૂર્ણ ક્રોધે ભરાયલી તે યુવતિએ એક વખત દિવાલ તરફ નજર કરી. દિવાલ તરફ જોતાંની સાથેજ તે ચમકી અને બેઠી હતી ત્યાંથી ઉઠી કહેવા લાગી, “ આ કોણ છે ? ”

કાન્તિલાલે કુમારી કમળાદેવિના આવતા પહેલાં જે કુમારી મનોરમાની છબિ ભીંતપર ટીંગાવી હતી, તેના ઉપર કમળાદેવિની નજર પડી. તરતજ કમળાદેવિએ ઝડપ મારી તે છબિ પોતાના હાથમાં લીધી અને ફરીથી પૂછવા લાગી—

"આ છબી કોની છે ? આ કયાં આગળ રહે છે ?"

અકસ્માત્ કાન્તિલાલનું મુખ સૂકાઇ ગયું. તેણે ઉત્તર આપ્યો, "કોઇની નહિ !" કલકત્તાની અંદર એક ચિત્રકાર રહે છે, તેણે એ છબિ પોતાની કલ્પના શક્તિ વડે ચીતરી કહાડેલી છે ! તમે આ છબિને અહિંની કોઇ સ્ત્રીની માનો છો ?"

"વાહવાહ ! કોઇની નહિ ?" એ પ્રમાણે કહી કમળાદેવિએ પોતાના બન્ને હાથ ટેબલ ઉપર રાખી, પોતાના ગળાની અંદરથી એક લોકેટ બહાર કહાડયું; અને મૃદુ સ્વરે બોલી, "આ જુઓ ! લોકેટનું ઢાંકણું ઉઘાડી છબિ પાસે લેઇ મેળવો ! આ સ્ત્રીને મેં પ્રથમ જોયેલી છે ! એ સ્ત્રી નથી, પરંતુ પુરૂષ છે ! અહિં જુઓ જોઇએ, ચહેરા મળતો આવે છે ? આ લોકેટની અંદર બે સ્ત્રીઓની પ્રતિમાઓ છે !"

કાન્તિલાલ વિસ્મય પામ્યો, સવિસ્મય વદને તેણે પૂછ્યું, "આ બે સ્ત્રીઓ કોણ છે ?"

"એક હું પોતે છું, અને આ બીજી, જેની છબિ છે તે છે ! મને ખાત્રી છે કે, આ સ્ત્રી કુમારી મનોરમાનો સહજ પણ પત્તો જાણતી હોવી જોઇએ ! આપને કેમ જણાય છે ? આપ કુમારી મનોરમાને શોધી કહાડો તેમ છો ? હું જેને અતિ પ્રિય થઇ પડેલી હતી, તે વ્યક્તિનું કોઇએ ખૂન કરેલું છે ! જેની આ છબિ છે તે સ્ત્રી અવશ્ય ખૂનીનો પત્તો જાણતી હશેજ ! આ જેની છબી છે તેને શું તમે શોધી નહિ કહાડી શકો ?"

"હું હંમેશાં ખબરપત્રોના કાગળો લખવામાંજ રોકાયલો રહું છું ! આખો દિવસ નવરાશ મળતી નથી ! રાત દિવસ મહેનત કરવી પડે છે, જેથી કલકત્તા સુધી જઇ શકાય તેટલો પુરતો સમય મને મળે તેમ નથી ! મેં તમને પેહેલાંજ જણાવ્યું છે કે મને એ છબિ

કલકત્તાના એક ચિત્રકાર તરફથી મળી છે !"

"ત્યારે તમે એ સ્ત્રીનું અનુસંધાન મેળવી શકો તેમ નથીને?"

"ના ! મને તેટલો વખત મળે તેમ નથી ?"

"ઠીક ! ત્યારે તો મારે એ માટે વકીલની પાસેજ જવું પડશે ! ને એ સ્ત્રીની શોધ કરાવી તેનો પત્તો મેળવવાનો પ્રયત્ન કરવો પડશે ! કલકત્તા તરફ ડીટેકટીવનાં માણસો મોકલાવવાં પડશે !"

કુમારી કમળાદેવિએ આપેલી ચીઠ્ઠી તેના હાથમાં પાછી આપતાં કાન્તિલાલે કહ્યું, "એ ઉપાય બહુજ ઉત્તમ છે ! એ કામની અંદર વકીલની યોજના કરવી એ મને તો ઠીક લાગે છે ! વારૂ ! એ તો ઠીક ! પરંતુ આં જે સ્ત્રીનો ફોટો છે તે સ્ત્રી શું મરનાર મનમોહનદાસ તરફ પ્રિતિભાવ ધરાવતી હતી ?"

કમળાદેવીએ મૃદુ સ્વરે જવાબ આપ્યો, "હા ! મી. મનમોહનદાસ જે પ્રમાણે મને ચહાતા હતા તેવીજ રીતે તે સ્ત્રીના તરફ પણ પ્રેમથી પરિપૂર્ણ નજરે નિહાળતા હતા ! જે વખતે મારા પ્રત્યે તેમનો અનુરાગ ઉત્પન્ન થયો, તે વખતે તે તેમને આવી મળી હતી ! તેથીજ મારે તેને શોધી કાઢી બહાર લાવવાનો વિચાર છે ! બીજા માણસો જે કાંઇ કહી શંકા લાવે છે, તે પ્રમાણે તેણે એ કામ કરેલું કે નહિ, તે ફક્ત તે રમણિજ કહી શકે તેમ છે ! અને જો એમજ હશે તો મારી ખાત્રી છે કે તે માણસેજ તે રાત્રે મી. મનમોહનદાસનું ખૂન કરેલું હોવું જોઇએ, એ મારો નિશ્ચય સાચો છે !"

કાન્તિલાલે આ વખતે કાંઇ પણ ઉત્તર આપ્યો નહિ, પરંતુ કમળાદેવીએ કહ્યું, "ત્યારે હું કાલેજ વકીલની પાસે જઇશ ! આપ આ છબિ મને આપી શકો તેમ છો ?"

જે માણસ કાન્તિલાલની પાસે બલજોરીથી પૈસા કઢાવવા આવતો હતો તેની છબિ પણ કાન્તિલાલના ટેબલ ઉપર પડેલી હતી.

તેને હાથમાં લઇ કમળાદેવિ કિંચિત્ ભામે તુટયે સ્વરે કહેવા લાગી, " આ છબિ પણ શું કલ્પનાથી ચિતરામણી છે કે ? આ છબિ આપને ક્યાંથી મળી છે ? મને લાગે છે કે તમે ખૂન થયું તે રાત્રે તે ઘરની અંદર ગયેલા હશો, અથવા તે ઠેકાણે જવાનો તમારો કોઈ પણ ઉદ્દેશ હશે ? "

કાન્તિલાલે જવાબ આપ્યો, " ના ! બીજો કોઇ પણ ઉદ્દેશ હતો નહિ ! આ છબીની અંદર જેને તમે જુઓ છો, તેને તમે ઓળખો છો ? તેનો કાંઇ પણ પરિચય તમને છે ? "

છબીના ઉપર મુષ્ટિ પ્રહાર કરતાં તેણે જણાવ્યું, " પરિચય ! કેમ તેનો પરિચય ન હોય ? તે માણુસ કોણ છે તે તમે જાણતા નથી ? "

કાન્તિલાલે વિચાર કરી જવાબ આપ્યો, મને લાગે છે કે એ માણુસ કે જેણે તમારી સુખશાન્તિનો સમૂળગો નાશ કરેલો છે તેજ હોવો જોઇએ ! કેમ એજ છે ને ? "

" હા ! એજ એ માણુસ છે ! એણેજ મારા જીવનની સુખશાન્તિનો નાશ કરેલો છે ! મારા આત્માને કલુષિત કરેલો છે ! આ સંસારમાં મને નિરાશ અને નિરાધાર કરી મૂકી છે ! મારા ઐહિક સુખના સાગર મી. મનમોહનનું ખૂન કર્યું છે ! એને તમે કેવી રીતે ઓળખી શકયા ? "

કાન્તિલાલ પોતાના મનની સાથે વિચાર કરી સત્ય હકીકતને છૂપાવવાનો પ્રયત્ન કરવા લાગ્યો. કુમારી કમળાદેવી સત્ય હકીકત જાણવા પામે નહિ, એવી તેની ઇચ્છા હોવાથી તેણે પોતાના મનમાંજ વિચાર કર્યો કે, " ખૂનની રાત્રે આ માણુસ ખૂન થયું તે મકાનમાં હાજર હતો. પોલિસના માણુસો તપાસ કરવા આવ્યા તે વખતે પણ ત્યાંજ ઉભેલો હતો ! પોતે જાણતો હતો પરંતુ કુમારી મનોરમા ફસાઈ પડે નહિ એટલા માટેજ તેણે સત્ય હકીકત કમલાદેવિને જણાવી નહિ.

તેણે જવાબ આપ્યો, "ફક્ત કલ્પના શક્તિથીજ અનુમાન કર્યું છે!"

કમળાદેવિ જ્યારથી અંદર આવી તે વખતથી અત્યાર સુધી પ્રફુલ્લ વદને અને સુમધુર સ્વરે કાન્તિલાલની સાથે વાત કરતી હતી. જેઓ કામિનીના પ્રેમના અનુરાગી હોય, તેઓને તેની વાત સાંભળી પ્રેમનો સંચાર થયા સિવાય રહે નહિ! પરંતુ આ વખતે તેની કૃતિ એકાએક બદલાઇ ગઈ. તેનું મુખમંડળ લાલ બની ગયું. તેનો કંઠ ઉગ્ર અને કંપિત થવા લાગ્યો. તેણે ક્રોધ સહિત તિવ્ર સ્વરે જણાવ્યું, "અનુમાનથી જાણ્યું? એ પ્રમાણે અનુમાનથી કેટલાને ઓળખી શકો એમ છો? આપ સત્ય વાત જણાવતા નથી! તમે મારી સાથે છળ પ્રપંચ રમો છો. તમે પુરૂષ છો છતાં પુરૂષની હિંસા થએલી છે, એવા કાર્યમાં આપ મને સહાય આપતા નથી તેથી મને એમજ જણાય છે કે તમે એ ખૂનના કામમાં સામેલ હશોજ. તમે મને—" બોલતાં બોલતાં તે એકદમ અટકી ગઇ. તેના કાને દાદર ઉપર કોઈનાં પગલાંનો શબ્દ થતો હોય તેવું સંભળાયું. તે સાંભળતાંની સાથે ચકીત બનતાં તેણે કાન્તિલાલને પૂછ્યું, "આ શું!?"

સીડી ઉપર કોઈ મનુષ્યનાં પગલાં પડતાં હોય તેવો અવાજ કાને પડ્યો. કુમારી કમળાદેવિ તે પગલાંના પડઘા ઉપરથી કોણ આવે છે તે કળી ગઇ! તે બહુજ ધીમેથી બોલી "આ કોનાં પગલાંનો અવાજ છે? શબ્દ ઉપરથી હું તો જો કે, તે કોણ છે તે ઓળખી ગઇ છું, પરંતુ તમે તો ખોટું બોલનારા છો એવી મારી ખાત્રી થઈ છે! આ વખતે તમારી અસત્ય વાતો પોતેજ પકડાઇ ગઇ છે!"

સક્રોધે અને તિરસ્કારયુક્ત સ્વરે આ પ્રમાણે કહી એકદમ તે યુવતિ તે ઓરડામાં આવવાના બારણા તરફ દોડી ગઇ, અને અંદરથી ચાંપને પકડી રાખી બહુજ મૃદુસ્વરે બહારનો માણસ ન સાંભળે તેવી રીતે કાન્તિલાલને કહેવા લાગી, "અહિં આવો! બારણાં

હળવે રહીને ઉઘાડો ! ”

કાન્તિલાલ તેના કાન સમીપ પોતાનું મુખ લઈ જઇ તે સ્ત્રીને કહેવા લાગ્યો, “ તમારો શું કરવાનો વિચાર છે ? ”

કુમારીએ પણ તેવીજ રીતે ઉત્તર આપ્યો, “ હું તેને મારી નાંખીશ ! તમે બારણું ઉઘાડી નાંખો ! નહિ ! નહિ ! પણ તમારા મકાનની અંદર હું તેમ નહિ કરૂં ! ધીમે ધીમે સઘળી હકીકત મેળવી, કાયદાના બળે તેને સંકડામણુમાં લઇ, કોર્ટથી તેને ફાંસીને લાકડે લટકાવવાનો પ્રયત્ન કરીશ ! તમે બારણું ઉઘાડો ! આ માણુસેજ મનમોહનદાસનું ખૂન કરેલું છે ! ચાલો બારણું ઉઘાડી નાંખો ! ”

બહારની બાજુથી વારંવાર બારણું ઉઘડાવવા માટે સાંકળ ખખડાવવામાં આવવા લાગી. તેના વારંવારના પ્રહારથી કાન્તિલાલ પણ તે કોણ છે તે ઓળખી ગયો. યુવતિ કમળાદેવિ પણ વારંવાર બારણું ઉઘાડી નાંખવા કાન્તિલાલને આગ્રહ કરવા લાગી અને “ ઉઘાડી નાંખો ! બારણું ઉઘાડી નાંખો ! ” કહેવા લાગી.

કાન્તિલાલે તેનું કહેવું નહિ માનતાં જણાવ્યું, “ જે માણુસ આવેલો છે, તેના ચાલ્યા ગયા સિવાય હું બારણું ઉઘાડનાર નથી !”

યુવતિએ જણાવ્યું, “ ત્યારે એક કામ કરો ! આ પાસેના ઓરડામાં હું છૂપાઈ રહીશ, અને બારણાં અર્ધ ખૂલાં રાખીશ ! તેની સાથે તમારી શું શું વાતો થાય છે તે સાંભળીશ ! હું ધર્મથી પ્રતિજ્ઞા લઈ કહું છું કે જયાં સુધી તે જશે નહિ, ત્યાં સુધી હું ઓરડાની બહાર આવીશ નહિ ! ”

આખરે કાન્તિલાલ તેની સાથે મળતો થયો. પાસેજ કાન્તિલાલનો સુવાનો ઓરડો હતો, તેની અંદર કુમારી કમળાદેવિ છૂપાઇ ગઈ ! કાન્તિલાલે બારણું ઉઘાડયું કે તરતજ તેણે જે અનુમાન પહેલાં કરેલું હતું તે સત્ય પડયું. આવેલો માણુસ નિશામાં બહુજ ચકચૂર

બની ગયેલો હતો. ઘરની અંદર પેસતાંજ તે ઠોકર ખાઈને પડી ગયો. મહા પ્રયત્ને ઉભો થઇ તે એક દિવાલનો ટેકો લઇ ઉભો. કાન્તિલાલને થડકતે સ્વરે તે કહેવા લાગ્યો, " કેમ ઉભા રહ્યા છો ? હજી માનવું છે ? વાત છૂપાવવા પૈસા આપવા છે કે પોલિસને જઇ જાહેર કરૂં ? માની જવામાં માલ છે ! ખાલી જોખમમાં આવવાનો વિચાર રાખો નહિ ! જ્યાં સુધી પોલિસને કાને વાત ગઇ નથી, ત્યાં સુધી સારૂં છે ! નહિ તો પરિણામ ચોક્કસ નઠારૂં છે ! બોલો શું કહો છો ? પહેલાં કહ્યું હતું તે પ્રમાણે પૈસા આપવા છે ? "

તે આગળ બોલવા જતો હતો એટલામાં કાન્તિલાલે તેને ક્રોધીત સ્વરે જણાવ્યું, " ખબરદાર ! ફરી જો એ પ્રમાણે બેઅદબી કરી તો તે દિવસની માફક ગરદન પકડી ધક્કા મારી બહાર કહાડી મૂકીશ ! "

કાન્તિલાલના કહેવાથી તે માણસ ભય પામ્યો. તે અડબડીયાં ખાતો ખાતો પાસે પડેલી એક ખુરસી ઉપર બેસી ગયો. વળી જરા વાર શાન્તિ લઇ તે બોલ્યો, " જે સ્ત્રીને તમે જોઇ હતી તેના હાથ રક્તવાળા હતા. તમે તેને પકડી હતી, તેથી તમારે હાથે લોહીના ડાઘ લાગેલા હતા, તે મેં જોયું હતું. તમે ખૂન કરેલું નથી તે હું જાણું છું ! છતાં હું તમને ખૂની તરીકે પકડાવી શકું તેમ છું. જો તમે મને માગ્યા પ્રમાણે પૈસા આપશો તો હું કોઇને પણ આ વાત કરીશ નહિ ! જો પકડાઈ જવાનો ભય ન રાખવો હોય, જો નાહક પીડા ન વહોરવી હોય તો હું કહું છું કે તમે મને પૈસા આપો ! જે સ્ત્રીને તમે પકડી હતી, તેને મેં જોયેલી છે ! તેને હું બરાબર રીતે ઓળખું છું "

તિક્ષ્ણ દૃષ્ટિએ તેના સ્હામુ જોતો કાન્તિલાલ બોલ્યો, " હાં ! હાં ! કલકત્તામાં તારૂં તેની સાથે મળવું થયું હતું એ વાત ખરીને ? ત્યાંના બ્રહ્મસમાજ મંદિરના દરવાજા આગળ તારે વાતચિત થઇ હતી તે વાત ખરી ને ? તેને તેં તારા કબજામાં ફસાવી રાખી છે કેમ ?

અને હવે બીજાની પાસેથી પૈસા લેવા માગે છે કેમ ?"

ચમકિત નેત્રે કાન્તિલાલના તરફ જોતાં તેણે જવાબ આપ્યો, "અરે! તમે તો બહુજ ચાલાક દેખાઓ છો ? હું અત્યાર સુધી જાણતો હતો કે તમે એક ભોળા અને ભલા માણસ છો! પરંતુ આજે મારી ખાત્રી થઈ છે કે તમે તેવા નથી. હશે ગમે તેમ હો! પરંતુ મને પૈસા આપો! મને પૈસા આપશો તો હું તે સ્ત્રીની સાથે તમારો મેળાપ કરાવી આપીશ! તે સ્ત્રી તમને ચાહે છે, તે હું બરાબર જાણું છું! તમે તેને છૂપાવી રાખી છે, પણ મેં તેનો પત્તો મેળવ્યો છે! મેં તમારી પાછળ પાછળ તમે ન જાણો તેવી રીતે આવીને તેનું ઘર જોઇ લીધું છે! વારૂ! મને પૈસા આપો! તમારી ઇચ્છા પૂર્ણ થશે!"

કેટલીક વખત વિચાર કરી કાન્તિલાલે તેને પૂછ્યું, "કેટલા પૈસા તારે જોઇએ છીએ ?"

"વધારે નહિ, પાંચશો રૂપિયા! તેમ નહિ તો દર મહિને મહિને સો સો રૂપિયા આપજો; અને તેમ નહિ તો દર અઠવાડીએ પચીસ પચીસ રૂપીવા આપજો; મારે તે સિવાય ચાલે તેમ નથી!"

દારૂમાં તૈયાર બનીને આવેલો માણસ વાત કરતાં કરતાં પાસેના ઓરડા તરફ આડી નજરે વારંવાર જોતો હતો. તેને ડર લાગતી કે વખતે તે ઘરમાં કોઇ છૂપાયુ હોય નહિ! પાપી માણસોનાં હૃદયો હંમેશાં વહેમથી ભરેલાં હોય છે. કોઇપણ ઠેકાણે સામાન્ય શબ્દ થાય કે ન થાય તોપણ તરતજ તેના મનમાં વહેમનું કારણ ઉપસ્થિત થાય છે; અરે તેમને ભયના ભણકારા વાગે છે! એ પ્રમાણે તેના મનમાં પણ ભય ઉત્પન્ન થયો હતો. તેણે કાન્તિલાલને પૂછ્યું, "આ ઘરમાં કોઇ છે કે શું ?"

કાન્તિલાલે ઠંડે પેટે જવાબ આપ્યો, "તારા પોતાના મનનેજ

પૂછ એટલે તરતજ ઉત્તર મળશે ! જો કોઇ આ ઘરમાં હોત તો હું તને અહિં પેસવા દેત ખરો કે ? તારા જેવા માણુસની સાથે વાત કરવી એ પણુ મારા જેવાની આબરૂને હાનિ કરતા છે ! ”

ફરીથી તે ઓરડા તરફ જોતાં પેલા માણુસે પૂછ્યું, “ પૈસા આપો ! મને બહુજ ભૂખ લાગેલી છે ! મારી પાસે ખાવાને માટે કાંઇ પણુ રહ્યું નથી ! તમે પૈસા આપશો એટલે હું તરતજ ચાલ્યો જઇશ ! ”

તેને ભૂખ્યો સાંભળી કાન્તિલાલ તરતજ ખુરસી ઉપરથી ઉભો-થયો અને કબાટ ઉઘાડી તેમાંથી તેણે કેટલીક પુરીઓ કહાડી તેના હાથમાં મૂકી, અને તેને જણાવ્યું, “ લ્ય આ લઇ જા ! અહિં ખાઇશ નહિ ! બહાર જઇ ગમે ત્યાં ખાઇ લેજે ! ”

આવેલા માણુસનો લોભ એટલેથીજ અટકયો નહિ ! ભૂખની જ્વાળા એટલી તો પ્રજ્વલિત થયેલી હતી કે પુરીઓ પોતાના હાથમાં આવી કે તરતજ તેમાંની એક તેણે મોંમાં મૂકી દીધી. પુરી ખાતાં-ખાતાં તે પૂછવા લાગ્યો, “ થોડો દારૂ બારૂ ઘરમાં છે ? ”

કાન્તિલાલે જવાબ આપ્યો, “ તને દારૂ પીવા મળશે નહિ. તું તેમાં બહુજ મસ્ત બન્યો છે ! જો હું તને તે આપું તો વધારે બેભાન બની જઇ રસ્તામાંજ પડી જાય અને ઘેર જવા પામે નહિ !”

હાસ્ય કરતાં કરતાં તેણે જવાબ આપ્યો, “ હજી તો આખી બાટલી ગટકાવી જાઉં તો પણુ નડે તેમ નથી. મારા સંબંધમાં તમારે ભ્રમ રાખવાનું કાંઇજ કારણુ નથી ! બહારની બાજુએ મારો કૂતરો છે, તે મને રસ્તો બતાવી મારે ઘેર લઇ જશે ! ”

આ પ્રમાણે બોલી તે માણુસે ખુરસી પરથી ઉઠવાનો બે ત્રણુ વાર પ્રયત્ન કર્યો, પરંતુ તેનાથી ઉઠી શકાયું નહિ. તે ઉભો થતાં થતાં ખુરસી પર પડી ગયો; પડવા છતાં તેની નજર પાસેના ઓર-

ડાના દ્વાર તરફજ ફરી રહેલી હતી. આ વખતે તે હાંફતો હાંફતો મહા પ્રયાસે બોલવા લાગ્યો, " આ ઓરડાની અંદર કોઈક છે ! કોણ છે તે હું કહી શકતો નથી ! જે સ્ત્રી ઉપર તમારી પ્રીતિ ઉત્પન્ન થઇ છે, તેને તમે મેળવી શકશો ! મને પૈસા આપો ! હું ચાલ્યો જાઉં ! "

" તું જેટલા પૈસા માગે છે તેટલા તો મળશે નહિ ! પરંતુ માસિક ૭ રૂપિયા તને આપીશ ! "

" ભલે તેમ ! પણ હાલ એક માસના પૈસા મને અગાઉથી આપો ! નહિ આપો તો હું ભૂખે મરી જઇશ ! વારૂ ! એ તો વિચાર કરો કે ૭ રૂપિયાની અંદર હું ખાઈશ શું ? એટલાથી મારૂં ગુજરાન કેવી રીતે ચાલશે ? "

" ચાલે કે ન ચાલે એ કાંઇ પણ મારે જોવાનું નથી ! મારા ઉપર તારો શું અધિકાર છે ? મેં જે કહ્યું છે તે ન લેવું હોય તો પછી કાંઇ પણ મળશે નહિ ! "

" ભલે ! ત્યારે ૭ રૂપિયા તો પહેલા આપો ! "

" અગાઉથી એક પાઈ પણ મળશે નહિ ! તું તારૂં નામ, ઠામ, ઠેકાણું મને લખી આપ; હું મહિને મહિને તને તે સિરનામે મોકલાવી આપીશ ! "

કાન્તિલાલે એ પ્રમાણે કહી પોતાના મન સાથેજ વિચાર કર્યો કે, " આ માણસેજ મી. મનમોહનદાસનું ખૂન કરેલું છે, એમાં કાંઇ પણ સંદેહ નથી, માટે પોલિસને બોલાવીને પકડાવી દેવો એ યોગ્ય છે ! પરંતુ તેમ કરવામાં એક ભય છે ! કુમારી મનોરમા પણ તે વખતે ત્યાં હાજર હતી તેથી જો આ માણસને પકડાવી દેવામાં આવશે તો તે અવશ્ય કુમારી મનોરમાનું નામ પોલીસને આપશે. પોલિસના માણસો કુમારી મનોરમાને ખૂનીની મદદગાર ગણીને તરતજ પોતાના

કબજામાં લેશે ! તે મારાથી જોઈ શકાશે નહિ ! કેમકે એ નિરપરાધિ છે. વળી મારો એની સાથે વિવાહ કરવાનો વિચાર પણ થયો છે ! તો પછી તેને વિપત્તિમાં હાથે કરીને નાંખવી એ ઠીક નહિ. આને આ વખતે તો છોડી દેવો એજ ઠીક છે !" આ પ્રમાણે વિચાર કરી કાન્તિલાલે તે માણસને ગંભીર સ્વરે જણાવ્યું, "હવે તારી સાથે મારે કાંઇ પણ વાત કરવાની રહી નથી ! તારૂં નામ, ઠામ, આપી ચાલ્યો જા !"

તરતજ કાંઇક વિચાર કરી તે માણસે પોતાનું નામ ઠામ કાગળ કલમ માગી લખી આપ્યું. વળી લખી રહ્યા પછી ભય પામતાં તેણે પૂછ્યું, "આ નામ ઠામ લખાવી લઇ તમે કાંઈ કરવાને તો માગતા નથીને ? પોલીસને ખબર આપવાનો તો વિચાર નથીને ? જો તેમ કરશો તો તેમાં તમારેજ દુઃખ ભોગવવાનું થશે ! કેમકે તમારા હાથ ઉપર લોહીનો ડાઘ હતો ! વળી જે સ્ત્રીને તમે ચાહો છો, તેને પણ મુસિબતમાં ઉતરવાનું થશે ! કેમકે તેના હાથમાં પેલું લોહીથી ખરડાયલું ખૂની ખંજર હતું ! મને એકલાને સપડાવવા જતાં આપણે ત્રણે જણાને સપડાવાનું થશે ! ત્રણેને સરખી વિપત્તિ સહન કરવી પડશે !"

"તારે તે ભય રાખવાની જરૂર નથી ! પોલિસને હું તારૂં ઠેકાણું આપવાનો નથી ! હવે તું અહિયાંથી જલદી ચાલ્યો જા !" તે માણસ ખુરસી ઉપરથી ઉઠી ઉભો થયો અને કાન્તિલાલના સૂવાના ઓરડા તરફ આગળ વધ્યો ! એકદમ તેણે ઓરડાનાં બંધ કમાડને ધક્કો માર્યો એટલે તે ખુલ્લાં થઇ ગયાં, અને અંદરની બાજુએ છૂપાયેલી સ્ત્રી મૂર્ત્તિ તેના સામે ઉભેલી જણાઇ ! દારૂમાં દિગ્મુઢ જેવા બનેલા આ માણસને તે સ્ત્રીએ પણ જોયો. બન્ને જણાં અવાક્ બની એકમેકના સામે જોવા લાગ્યાં.

યુવતિ પોતે અચળ બની ઉભી રહેલી હતી. તેનું કાંઇ પણ

અંગ જરાએ હાલતું ચાલતું નહોતું. નિર્નિમેષ નેત્ર તે તે માણસનાં સ્હામુંજ જોઇ રહી હતી. જેમ શિકાર ઉપર તૂટી પડવાને તૈયાર થઇ ઉભેલી વાઘણ સ્થિર નેત્ર શિકાર તરફ જોઇ રહેછે તેવી રીતે તે સ્ત્રી વિકાળ બની તે માણસના સામુંજ તાકી રહી હતી. કેવળ જડવત્ તેનો દેખાવ થઈ રહ્યો હતો.

કાન્તિલાલ વિચારમાં પડ્યો. પ્રતિહીંસાની પીપાસાવાળી કામિની હમણાંજ આ માણસનું ખૂન કરી બેસશે; પરંતુ તેણે તેમ કર્યું નહિ. તત્તજ વચ્ચે આવી કાન્તિલાલે સૂવાના ઓરડાનું દ્વાર બંધ કરી દીધું, અને ઘરમાંથી બહાર નિકળવાનાં દ્વાર ખૂલ્લાં કરી નાંખ્યાં. આવેલો માણસ કાંઇ પણ બોલ્યા ચાલ્યા સિવાય એકદમ બહાર નિકળી ગયો. કાન્તિલાલે ઉપરથી જોયું તો આંગણામાં બહાર તે માણસનો એક મોટો કૂતરો ઉભેલો હતો. કૂતરો પોતાનો માલિક બહાર આવતાંજ તેનો આગળ થયો અને ધીમે ધીમે પોતાના માલિકને દોરવવા લાગ્યો. તે દારૂમાં મસ્ત બનેલો માણસ કૂતરાની પાછળ પાછળ લથડીઆં ખાતો રસ્તા ઉપર ચાલવા લાગ્યો.

કાન્તિલાલના ટેબલ ઉપર તે માણસે લખી આપેલું નામ, ઠામ ઠેકાણું પડયું હતું, જે તે ઠેકાણે મૂકવાનું ભૂલી ગયો હતો ! દારૂથી દિવાના બનેલા મનુષ્યને મૂકી તે અંદર આવ્યો, તે સમયે તે માણસનું ઠામ ઠેકાણું લખેલો કાગળ હાથમાં લઇ કુમારી કમળાદેવિ વાંચતી હતી ! કાગળ ઠેકાણે મૂકવાનો ભૂલી ગયેલો જોઇ કાન્તિલાલ પોતાના મનમાંજ પસ્તાવા લાગ્યો. બીજું કાંઇ પણ નહિ પૂછતાં કુમારી કમળાદેવિએ કાન્તિલાલને પૂછ્યું, " તમે અત્યાર સુધી શું મારી સાથે ખરી વાત કરતા હતા ? જે કુમારાના સંબંધમાં આટલી બધી વાત થઇ તે કુમારીને તમે ચાહો છો, અને તેથીજ તમે તેની છબિ આણેલી છે એમ જણાય છે. વારૂ તેનું નામ શું છે તે હવે તો જણાવશો ? "

કાન્તિલાલે જવાબ આપ્યો, "ના! તેનું નામ હું તમોને આપી શકીશ નહિ! નિર્ભાગી મી. મનમોહનદાસે જે દિવસે તે કુમારીની સાથે વિવાહ કરવાનું નક્કી કર્યું હતું તે વિવાહની રાત્રેજ તે કુમારીની સન્મુખમાં મી. મનમોહનદાસનું ખૂન થયેલું છે! મને એમ ખાત્રી છે કે એ હતભાગિની—"

કુમારી કમળાદેવિ બે વાર મસ્તક હલાવી મૃદુ હાસ્ય કરતાં ધીમે ધીમે કહેવા લાગી, "ભલે તમે ના કહો! પરંતુ અવશ્ય હું એ રહસ્યનો ભેદ ગમે તે રીતે મેળવી શકીશ! મારી પાસેની ચીઠ્ઠી તમે બરાબર વાંચી છે! નિર્ભાગી મી. મનમોહનદાસનો બન્ને પ્રણયપાત્રી યુવતિઓ ઉપર પ્રેમ હતો તે તમે સમજ્યા છો! બન્નેને નિરાશ બનાવવા માટેની બિહારીબસુની પ્રતિજ્ઞા તમે વાંચી છે! હવે હું તમને કાંઇ પણ વધારે પૂછવા માગતી નથી! વળી ફરીથી વખત મળશે તો એકવાર આપને મળી જઇશ! ઇશ્વર આપને સુખી રાખો! હું જાઉં છું!"

કુમારી કમળાદેવિ એ પ્રમાણે કહી ત્યાંથી ચાલી ગઇ. ઘરનું બારણું બંધ કરી કાન્તિલાલ પણ બનેલા બનાવનો વિચાર કરવા લાગ્યો. કોઇ પણ રીતે વિચારનો અંત આવ્યો નહિ. બીજું કાંઇ કામ કરવાનું તેને સુઝયું નહિ! મહા મહેનતે તેણે અર્ધોએક કલાક પત્રના લેખો લખ્યા; પરંતુ આગળ લખી શક્યો નહિ ત્યારે આખરે કંટાળી તેણે બહાર જવાને માટે વસ્ત્રો પહેર્યાં. ઘરમાંની એક વૃદ્ધ પરિચારીકાને બોલાવી તેણે જણાવ્યું, "હું મારે ઘેર શહેરમાં જાઉં છું મારા મનેવી ઘર આગળ નહિ હોવાથી, આજે રાત્રે હું ત્યાંજ રહેવાનો છું. મારાં બ્હેન રાત્રે એકલાં રહી શકે તેમ નથી માટે આજે મારી આવવાની રાહ જોવી નહિ!"

એ પ્રમાણે કહી તે ઘરની અંદરથી બહાર નિકળ્યો અને એક ભાડાની ગાડી કરી પોતાના ઘેર જવા ઉપડી ગયો.

## પ્રકરણ ૧૭ મું.

### વિવાહ સંકેત.

તે રાત્રે કાન્તિલાલ ઘર આગળથી નિકળી ક્યાં ગયો હતો, તે વાંચક વર્ગથી અજાણ્યું નથી ! ગાડીમાં બેઠા પછી તેના મનમાં અનેક વિચારો ઉત્પન્ન થવા લાગ્યા. બિહારીલાલ બસુ અને કમળાદેવિએ ભજવેલું આશ્ચર્યકારક નાટક, કુમારી કમળાદેવિનું મોહક સ્વરૂપ, તેનું પોતાના સુવાના ઓરડામાં છૂપાવું અને બારણાની ફાટમાં રહીને વારંવાર બહારની બાજુએ જોવું, પોતાને વારંવાર તે દ્વારા તેના ઉજ્વળ મુખનું દર્શન થવું, બિહારીલાલનું બારણાંને ધક્કો મારી ઉઘાડી નાંખવું, કુમારી કમળાદેવિનો તે વખતનો અતિશય ચિત્તાકર્ષક અભિનય, તેનું નિર્જીવ પાષાણ પૂતળી સમાન થઇ જવું, બિહારીલાલનું ભૂલાવામાં પડવું, તેના મનમાં કુમારી પ્રેત મૂર્તિજ છે એવો વહેમ આવવો, બિહારીલાલની ફક્ત માસિક ૭ રૂપિયા માટેની કબુલાત વિગેરે બનાવો તેના મનમાં ઘોળાવા લાગ્યા ! જ્યારે બિહારીલાલ આટલી બધી તંગીમાં છે ત્યારે વખતે કુમારી મનોરમાને હું જે આપું છું તેમાં તો તે ભાગ નહિ પડાવતો હોય, એવો વહેમ આવ્યો. દુઃખી કુમારીકાને જે મદદ અપાય છે તેમાં એ ભાગ પડાવતો હશે તો તેની બિચારીની શું ગતિ થતી હશે ? તેના દુઃખનો પાર નહિ હોય, વિગેરે વિચાર તેને દુઃખી કરવા લાગ્યા. તેથીજ કુમારી મનોરમા પાસે જઇ ખરી હકીકત જાણવાની તેની મરજી થઇ.

વિચાર કરતાં કરતાં ગાડી ઠરાવેલા સ્થળે આવી પહોંચી એટલે કાન્તિલાલે ગાડીમાંથી ઉતરી ગાડીવાનને ભાડું ચૂકાવી આપ્યું.

ગાડીવાને કહ્યું “ કેમ સાહેબ ! ઉભો રહું કે ચાલ્યો જાઉં ? ”

ક્રાન્તિલાલે તેને જવાબ આપ્યો, " તારી મરજી ! મને અહીંઆં પાંચ દશ મિનિટ ઉપરાંત વખત થાય તેમ છે, વખતે અર્ધો કલાક થાય, અને કલાક પણ રોકાવું પડે ! "

" ભલે ! હું અહિયાંજ ઉભો છું, આપને લઇનેજ પાછો જઇશ ! " ગાડીવાને જણાવ્યું.

ક્રાન્તિલાલ પાસેના એક ઘર આગળ ગયો, અને બારણું ખખડાવ્યું. તરતજ એક ડોસીએ આવી બારણું ઉઘાડયું. ક્રાન્તિલાલ અંદર ગયો. ડોસીએ તેને પોતાના રહેવાના ઓરડામાં બેસાડતાં કહ્યું, " આપ આજે આવ્યા તે બહુજ સારૂં થયું છે ! આજે પણ પેલો માણસ અહિંયાં આવેલો હતો. "

બહુજ અધિરા બનતાં ક્રાન્તિલાલે પૂછ્યું, " કુમારી મનોરમાની તબિયત તો સારી છે ને ? "

ડોસીએ જવાબ આપ્યો, " ઠીક છે ! કિન્તુ તે આજે ચાર પાંચ દિવસથી અપવાસ કરે છે ! મને લાગે છે કે તે વખતે તેમજ મરી જશે ! "

અતિશય વિસ્મય પામતાં ક્રાન્તિલાલે પૂછ્યું, " ઉપવાસ કરે છે ? "

" તે તો હું જાણુતી નથી ! પેલો માણુસ એની પાસે આવે છે અને વારંવાર પૈસા લઇ જાય છે, એટલે તેની પાસે ખર્ચવાને એક પણ પૈસો બચતો નથી ! તે મને ખાવાનું બનાવવાને પણ કહેતી નથી ! પહેલાં તો આઠ દશ રૂપિયા દરેક પખવાડીએ બજારમાંથી ખાદ્ય પદાર્થો ખરીદવા ખરચવામાં આવતા હતા, પણ હવે તો બે રૂપિયા પણ પખવાડીયામાં ભાગ્યેજ ખર્ચ કરવામાં આવે છે ! આપ બેસો; હું કુમારી મનોરમાને આપના આવવાના ખબર આપી આવું ! "

વૃદ્ધ દાસી તરતજ ઉપરની બાજુએ મનોરમાને ખબર આપવા

ગઈ. ખબર મળતાં કુમારી મનોરમા મહા પરાકાષ્ઠાએ દિવાલના આધારે પડતી આખડતી નીચે આવી. તેના પ્રથમના ચહેરામાં, અને અત્યારની કાન્તિમાં બહુજ ફેરફાર થયેલો તેને દેખાયો.

મહા મહેનતે કુમારીએ પોતાના મુખપર હાસ્ય પ્રગટાવતાં તેને કહ્યું, "કાન્તિલાલ ! હવે પણ કાંઈ આપનો વિચાર બદલાયો છે ? આપે તે વખતે હવે ફરી આવીશ નહિ એવું જણાવેલું હતું, છતાં આજે પધારેલા છો, જેથી મારા ઉપર આપની અધિક દયા ઉતરેલી હોય એમ સમજાય છે !"

કાન્તિલાલે કુમારીનો હાથ પકડી તેને એક સોફા ઉપર બેસાડી અને પોતે પણ તે સોફા ઉપરજ તેની પાસે બેઠો. કેટલાક વખત સુધી કાન્તિલાલના મુખમાંથી એક શબ્દ પણ બહાર નિકળ્યો નહિ. આખરે તેણે મનોરમાને પૂછ્યું, "હા ! આ વખતે હું ફરીથી આવ્યો છું ! તમને છોડીને હું વધુ વખત બહાર રહી શકું તેમ નહિ હોવાથી પુનઃ આવવાનું સાહસ ઉઠાવ્યું છે ! તે શું તમે જાણતાં નથી ? તમારી તબિયત કેમ છે ? તમને શું દુઃખ થાય છે ?"

કુમારીએ પોતાનો હાથ કાન્તિલાલના હાથમાંથી ખેંચતાં કહ્યું, "ના ! ના ! કાંઇ દુઃખ નથી ! કેવળ એક—"

પૂરૂં વાક્ય તે બોલી રહી નહિ, એટલામાં તેનો મનોભાવ સમજી મનમાં વહેમ આવવાથી કાન્તિલાલે કહ્યું, "કેવળ ભૂખનું દુઃખજ આપને પીડે છે ?"

કુમારી કાન્તિલાલનું કહેવું સાંભળી આશ્ચર્ય પામી. તેની આંખોમાંથી અશ્રુની ધારા વહેવા લાગી. તેના બન્ને હાથ કાન્તિલાલે પોતાના હાથમાં લઇ આશ્વાસન આપતાં કહ્યું, "મનોરમા ! હું કહું તે સાંભળ ! જે કાંઇ બન્યું છે તેમાંનું થોડું ઘણું મારા સમજવામાં આવેલું છે ! પેલો માણસ તારી પાસે હંમેશાં કાંઇને કાંઇ પૈસા,

તને દબાવી ડરાવી લઈ જાય છે; મહેનત કરી તું જે કાંઇ ઉપાર્જન કરે છે, તેમાંથી બે ભાગનું ઉડાવી જાય છે, તેને લીધે આહારાદિક ખર્ચમાં તને બહુજ અડચણુ વેઠવી પડે છે, એ સારૂં થતું નથી! શા માટે તમારે તેનાથી એટલું બધું ડરવું પડે છે? શા માટે તમે તેને અહિંયાં આવવા દો છો? તમારા ઉપર તેનો આટલો બધો શું હક છે? તે એક બહુજ નઠારો અને ભયંકર માણસ છે! એને તમારે અહિંયાં આવવા દેવો નહિ! હવેથી આવે તો એક પઇ પણુ આપશો નહિ! તેને મારીને હાંકી મૂકજો! તમે મારી વાત જાણોછો?"

કુમારી ભય પામતાં, માથું ઉંચું કરી કહેવા લાગી, "ના! તે હું જાણુતી નથી! મારાથી તેને ના કહેવાનું સાહસ થઇ શકતું નથી. જો કદાપિ તે મારી પાસે પઈસા માગશે અને મારી પાસે હશે તો, મારાથી તેને આપ્યા સિવાય રહેવાશે નહિ! મારે તેને આપવાજ પડશે!"

"અવશ્ય આપવાજ પડશે? શા માટે આપવા પડશે? તેની તમને એટલી બધી બીક શા માટે લાગે છે!"

કાન્તિલાલના મનમાં આવી રીતે તેના બોલવાથી વિચાર આવ્યો, "વખતે કુમારીએજ મનમોહનનું ખૂન કરેલું હોય, તેથીજ તેને તેનો ભય રાખવાનું કારણુ હોય!" એ પ્રમાણેનો વિચાર થતાં તેણે તેને ફરીથી પૂછ્યું, "શા માટે તમે તેનો ભય રાખો છો?"

કુમારીએ તેના તેવી રીતે પૂછવા ઉપરથી જવાબ આપ્યો, "તે હું આપને જણાવી શકું તેમ નથી! એ વાત આપ મને પૂછશોજ નહિ!"

"ખરેખર! તમને તેનો બહુજ ભય છે? તેનો ભય રાખવાનાં અનેક કારણો હોય એવું મને સમજાય છે! પરંતુ, હાં! મારી વાત સાંભળો. તમે ખૂન કર્યું નથી, પણ તમે તે વખતે હાજર હતાં!

નજરે નજર જોયું હતું એજ તમારો દોષ છે. એટલા કારણથીજ તમારે શા માટે તેનો ભય રાખવો જોઇએ? કેમ હું કહું છું તે વાત ખરી છે ને?"

"પહેલાંજ મેં તમને જણાવી દીધું છે કે તે રાત્રે જે કાંઇ બનેલું છે તેમાં સઘળો દોષ મારોજ છે! એટલા માટેજ હું એનો ભય રાખું છું! આપ મારા તરફ જેવી તિરસ્કારની નજરથી જોતા આવ્યા છો, તેવી રીતે જોતા રહો! હું આપના તિરસ્કારને પાત્રજ રહેવા માગું છું! આપનું કામ હવે થોડુંજ લખવાનું બાકી રહેલું છે, જે થોડા દિવસની અંદર પૂરૂં થઈ જશે! એ કામ પૂરૂં થતાંજ હું અહિંયાંથી અન્ય દેશમાં ચાલી જવાનો વિચાર રાખું છું!"

"ક્યાં જવાનો વિચાર રાખો છો?"

"એ તો પરમેશ્વર જાણે! જ્યાં તે લઈ જશે તે તરફ જવાશે!"

"ત્યાં જઇને તમે શું કરવાનો વિચાર રાખ્યો છે?"

"ત્યાં જઈ આ દેહનો ત્યાગ કરવાનો ઠરાવ રાખ્યો છે! જો નસિબમાં સારો સંયોગ લખાયેલો હશે, તો તો મૃત્યુને આલિંગન કરી શકાશે! આવી દુઃસહ અવસ્થામાં મારા માટે મરણ એજ શ્રેષ્ઠતર માર્ગ છે!"

મનોરમાના અંતિમ શબ્દો સાંભળી કાન્તિલાલ પોતાના મનમાં ખિન્ન થયો. તે બેઠો હતો ત્યાંથી ઉભો થયો, અને આમ તેમ આંટા મારવા લાગ્યો. અનેક ક્ષણ પર્યંત તે ચિન્તા કરવા લાગ્યો. પ્રણયના સંબંધમાં તેણે બહુજ વિચાર કર્યો. "હવે શું કરવું? આ કુમારીકાનો મારા ઉપર બહુજ પ્રેમ છે! તેનું ચરિત્ર ગમે તેવું હશે! તેનાં કર્તવ્ય ગમે તેવાં હોય, તથાપિ તે મનમાં લાવવા યોગ્ય નથી! પ્રિય મનુષ્યના સંબંધમાં કોઈ પણ પ્રકારનો ખોટો વિચાર કરવો એ તેના પ્રિય મનુષ્યનું કર્તવ્ય કે ધર્મ નથી! ખાલી વેહેમ રાખવાનું

શું કારણ છે ? તે ગમે તેવી હોય તે જોવાનું કારણ નથી ! ત્યારે શું મારા મનનો વિચાર તેને જાહેર કરું ? તેથી મારા પ્રત્યે તેના મનમાં અનુરાગ ઉત્પન્ન થશે ? થાય તો મારે તેની સાથે વિવાહ કરવો ! પરંતુ જે સ્ત્રીએ પોતાના પતિની હત્યા કરી છે, એમ વિવાહ કર્યા પછી મારા જાણવામાં આવે તો પછી મારે શું કરવું ? "

કેટલીકવાર એ પ્રમાણે વિચાર કરી, કાન્તિલાલ ફરીથી કુમારીકા મનોરમાની પાસે આવીને બેઠો. તેણે પુનઃ કુમારીને પૂછ્યું, "એક વખત મેં જે તમને કહેલું છે તે તમારા ધ્યાનમાં છે ? તે નઠારા કામમાં તમારી સાથે એ માણુસ હતો ? તમે મને એટલુંજ જણાવો કે તમારી સાથે તે તે વખતે હાજર હતો. તમે મનમોહનના ખૂનીને મદદ કરવામાં સામેલ હતાં કે નહિ ? તમારી એટલી વાત સાંભળવાથીજ મારા મનનું સમાધાન થઇ જશે ! પછી શું પરિણામ આવશે, તે હું મારી પોતાની મેળેજ સમજી લઇશ ! તમારી એટલી વાત ઉપરજ હું મારા જીવન માર્ગનો નિર્ણય કરી શકીશ ! તમે મારા મોંઢા સામું જોઇ એક વખત તે વાત જણાવો ! મારા પ્રત્યે એટલી દયા કરો ! "

અતિશય આતુરતાથી કુમારી મનોરમા કાન્તિલાલના મુખ સ્હામું જ જોઈ રહી. એકદમ તે પોતાની બેઠક ઉપરથી ઉઠી ગઈ અને કમ્પીત સ્વરે કહેવા લાગી, "મારે આપની સાથે કાંઇપણ સંબંધ નથી, છતાં આપ શા માટે એવી વાત બોલો છો ? આપ હવેથી હાં !—આપ હવેથી અહિં આવશો નહિ ! "

આ પ્રમાણે બોલી કુમારી કાન્તિલાલની પાસેથી ચાલી જવાને તૈયાર થઇ. તેને તેમ કરતી જોઇ કાન્તિલાલ પોતાના આસન ઉપરથી ઉભો થયો, અને તેનો હાથ પકડી, પોતાની પાસે ખેંચી. કુમારી મનોરમા થરથર કંપવા લાગી. તેના મુખમાંથી વારંવાર નિઃશ્વાસનો

વાયુ વહેવા લાગ્યો.

અત્યંત પ્રેમ પૂર્વક કાન્તિલાલ તેને કહેવા લાગ્યો, " હું જે કાંઇ તમને કહું તે બરાબર લક્ષ્ય રાખી શ્રવણ કરો ! તમે મને અતિશય પ્રિય લાગો છો ! હું તમારા પ્રેમના પૂતળા જેવો બની ગયો છું ! તમારૂં મૂખ જોઇ મોહ પામી ગયો છું ! હું તમને ચાહું છું, તમે મને ચાહો છો ! તમારી સાથે લગ્ન કરવાનો મારો વિચાર થયો છે ! તો હવે છટકવાનો પ્રયત્ન કરશો નહિ ! હાથ છોડાવવાને તાણુતાણી કરશો નહિ ! મને મૂકીને પગલું આગળ ભરશો નહિ ! મારી વાત પૂરેપૂરી સાંભળી, તમારી મરજી હોય તે પ્રમાણે કરજો ! ઇચ્છા હોય તો પછી ઉભાં રહેજો, નહિ તો ચાલ્યાં જજો ! ખાવું હોય તો ખાજો, નહિ તો ભૂખે મરજો ! તમે ગરીબ છો ! તમે એકલાં છો ! તમારૂં મન ભયથી ભરેલું છે ! છતાં તમે મને ચાહો છો ! મારા પ્રતિ તમારા મનમાં પ્રિતિનો સંચાર થયેલો છે તે હું જાણું છું, તેમ તમે પણ ખરી વાતનો અસ્વીકાર કરશો નહિ ! પૂર્વે, જ્યારે તમારો અને મારો મેળાપ થયો ત્યારે મેં તમને જણાવેલું હતું કે, " હું હવે આવીશ નહિ, " એમ કહી ચાલ્યો ગયો હતો; પરંતુ હવે બન્નેનો મનોભાવ બહાર પડયો છે; મેં તમારા મનનો ભાવ જાણ્યો છે, તમે મારા મનનો ભાવ જાણવા પામ્યાં છો ! કહો, હવે શું બાકી છે ? તમારો મારો વિયોગ કોઈપણ રીતે ઘટતો નથી ! વારંવાર હું તમને જણાવું છું કે, તમે મારા મનમાં પ્રિતિનું પાત્ર થઇ પડયાં છો મારો આંતરિક પ્રેમ તમારા ઉપર ઉતર્યો છે ! તમારો પ્રેમ મારા ઉપર અતિશય છે ! તમારા હૃદયમાં હું પ્રિતિપાત્ર નિવડયો છું ! તો જો તમારી ઇચ્છા હોય તો તમારી ગુપ્તકથા મારા આગળ કહી બતાવો ! તમારી મરજીજ ન હોય, તમને મને જણાવવાથી નુકશાન હોય, તમારૂં અપ્રિય થવાનો સંભવ હોય, મારાથી અન્ય કોઇ અધિક પ્રિતિનું પાત્ર હોય તો તે ગુપ્ત વાત સાંભળવા હું માગતો નથી ! કિન્તુ એટલું તો યાદ

રાખજો કે મારૂં મન તમને મૂકીને કદાપિ પણ અન્ય તરફ વળનાર નથી ! બીજાની સાથે મળનાર નથી ! તમે મારાં થાઓ ! તમે લગ્ન-ગાંઠથી મારી સાથે જોડાઇ મારાં પ્રિયતમા અને સહધર્મિણી બનો."

કાન્તિલાલનું આ પ્રમાણેનું કહેવું સાંભળી તે કુસુમલતિકા કામિની ગુહ્ય અનુરાગ વડે કેટલાક સમય સુધી કાન્તિલાલના વક્ષ-સ્થળની અંદર પોતાનું માથું રાખી બેસી રહી. ધીરે ધીરે પોતાનું મુખ ઉચું કરી બન્ને નયનો કાન્તિલાલનાં નયન સ્હામે સંસ્થાપિત કરી તેણે પોતાનો એક હાથ પોતાના પ્રિયજનના કંઠની ઉપર નાંખ્યો. ચારે ચક્ષુઓનું એક વિચિત્ર પ્રકારનું સંમેલન થયું. પ્રેગીનાં નયનોમાં પ્રેમભાવ પ્રત્યક્ષ થયો. પ્રેમીક કાન્તિલાલ પ્રેમિકા મનોરમાનાં નયનોમાં પ્રેમને રમતો નિહાળવા લાગ્યો. પ્રેમથી તેમનાં અંગ પ્રફુલ્લ બની ગયાં. પ્રણયિનીને પોતાના હૃદયમાં ધારણ કરી નેત્ર પલ્લવીથી કાન્તિલાલે તેને જણાવ્યું, "પ્રેમમયિ ! આ હૃદય તારા ચિરજીવન પર્યંતનું વિશ્રામ સ્થાન છે !"

નાયકના આલિંગનમાંથી મૂક્ત થઈ નાયિકા સતૃષ્ણ નયને તેના મુખનું અવલોકન કરવા લાગી. તે મૃદુકંઠે બોલી, "પરમેશ્વર મને ક્ષમા કરો ! આપ જે કાંઇ કહો છો તે અત્યારે બને તેમ નથી ! ખરેખર ! મારાથી આ જીંદગીમાં તો કોઇપણ પુરૂષની અર્ધાંગના તરીકે રહી શકાય તેમ નથી !"

"ભલે ! તોપણ તમે મારી પ્રિતિનું પાત્ર છો ! તમે મને સત્ય રીતે સમજાવો કે હું તમારી પ્રિતિનું સ્થાન—પાત્ર છું કે નહિ !"

કામિનીએ જવાબ આપ્યો, "હા ! તમે મારા પ્રિતિપાત્ર છો ! એ વાત સત્ય છે ! પરંતુ વિશુદ્ધ પ્રેમમાં કેટલો બધો અંતરાય આવે છે ! કેટલાં બધાં વિઘ્નો નડે છે ! અજ્ઞાન કુમારીઓ પ્રથમ તો તે સમજતી નથી ! પ્રણય અને વિચ્છેદમાં કેટલો બધો પ્રભેદ છે, તે

જો કોઈ શિખવનાર મળે તો તે શિક્ષણ પ્રાણઘાતક નિવડે છે ! મેં અત્યાર સુધીમાં તેવુંજ શિક્ષણ મેળવ્યું છે ! એ વાત સત્ય છે કે કેમ તેજ હું વિચારૂં છું ! એથી અધિક મને કોઇ શું શિક્ષણ આપી શકે તેમ છે ? "

ઘરની અંદરથી મૃતદેહને બહાર કહાડી સ્મશાન તરફ લઇ જવાના સમયે આત્મિય વર્ગને જે પ્રમાણેની વિપત્તિ અને દુઃખ ઉત્પન્ન થાય છે, તેમનાં મુખપર જેમ કિંચિતમાત્ર હાસ્યની રેષાનું ચિન્હ દેખાતું નથી, તેમના કંઠ જે પ્રમાણે નિરસ બની જાય છે, તેવા ભાવથી, તેવીજ રીતના નિરસકંઠે કાન્તિલાલે તેને પૂછ્યું, " પ્રાણઘાતક આઘાત શા માટે ? તે માણસ કદાપિ બચવા પામ્યો હોત તો તો તમે એ વાત બોલતાં હોત તો પ્રમાણભૂત અને યોગ્ય હતી; પરંતુ હવે તો તે માણસ મરી ગયો છે, અરે ! અન્ય માણસે તેને મારી નાંખ્યો છે, માટે તમે હવે આ સંસારમાં સ્વતંત્ર છો ! "

નિઃશ્વાસ મૂકતાં તે દુઃખિ બાળા બોલી, " સ્વાધિન–સ્વતંત્ર ! હું ! આ જીવનમાં તો કદાપિ પણ સ્વતંત્ર થઇ શકું તેમ નથી ! પરાધિન છું ! તો પછી જીવતાં રહેવું તેના કરતાં મરવું એ હું બહુજ ઉત્તમ માનું છું ! જે માણસના હૃદયમાં મેં વાસ કર્યો હતો, તે માણસ કદાપિ બચ્યો હોત, જીવતો રહ્યો હોત તોપણ એ કાર્યમાં જે પ્રમાણે કલંકનો ભય રહેત, તેજ પ્રમાણે અત્યારે પણ મારા મનમાં કલંકનો ભય રહે છે ! આપ ચાલ્યા જાઓ ! મને ભૂલી જાઓ ! "

" ભૂલી જવાનું મ્હોડે બોલવું બહુજ સહજ છે ! પરંતુ તેમ કરવું અગર થવું એ બહુજ દુર્ઘટ છે ! મને જીવન પર્યંત સુખમાં રહેવાનું મળે અગર જુદાઇના દુઃખમાં ભસ્મ થવાનો સમય આવે તોપણ હું તમને ચાહીશ ! તમે શા માટે સુખી થવાની ઈચ્છા કરતાં નથી ? "

કાન્તિલાલના આ પ્રમાણેના શબ્દો સાંભળી એકદમ કુમારી મનોરમા તેની પાસેથી ઉઠી સામે પડેલા ટેબલની પાસે જઈ જમીન પર બેસી ગઈ. તે પોતાનું મુખ બન્ને હાથે ઢાંકી દઇ બહુજ દુઃખમય સ્વરે કહેવા લાગી, "કાન્તિલાલ! હું સુખી થવાની ઇચ્છા રાખતી નથી! હું સુખી થવાની નથીજ! હવે પછી મારે કોઇ પણ પ્રકારનું સુખ જોઇતું નથી! જો તમે મારા ઉપર પ્રિતિ રાખતા હો, મારા પ્રત્યે પ્રેમની નજરથી નિહાળતા હો, મને અંતઃકરણથી ચહાતા હો, તો તમે મારો પરિત્યાગ કરો! મારી પાસેથી ચાલ્યા જાઓ! આપના ચાલ્યા જવાથીજ આપનો મારા ઉપર પ્રેમ છે, એમ હું સમજીશ! આપે મારૂં શ્રેય કર્યું છે એમ માનીશ! આપ મારા પ્રત્યે એટલીજ લાગણી દર્શાવો! તમે હમણાંજ ચાલ્યા જાઓ!"

કાન્તિલાલ મનોરમાના કહેવા છતાં પણ ચાલ્યો ગયો નહિ. તે પણ તેની પાસે ધુંટણપર બેસી તેના કાનમાં ધીમે ધીમે કહેવા લાગ્યો, "પ્રિયતમે! તમે તમારૂં હૃદય મને અર્પણ કર્યું છે! હવે તે પાછું હરણ કરી લેવાનો તમારો અધિકાર નથી! તમે અર્પણ કરેલી વસ્તુથી મને વિરક્ત અને વંચિત બનાવવો એ તમારૂં કર્ત્તવ્ય નથી!"

કાન્તિલાલ આવી રીતે કુમારીને સમજાવતો હતો, તે વખતે સહસા સ્હામેજ એક માણુસ આવી ઉભો રહ્યો. બન્ને જણુ તેને જોતાં ચમકી ઉઠયાં. જે માણુસ તેઓના જીવન સુખના વૈરી તરીકે મનાતો હતો, તેજ માણુસ તેમની સ્હામે આવી ઉભો રહ્યો હતો.

આવેલા માણુસે મશ્કરી કરતો હોય તેવા સ્વરૂપમાં ઉંચા સ્વરે કહ્યું, "વાહવાહ! કેવો ચમત્કારિક દેખાવ! પતી પત્નીનું યુગલ એક સાથે ઉપાસનામાં બેઠું છે! મેં કદાપિ પણ આ પ્રમાણેનો દેખાવ જોયો નથી! આ છબિ હું કદાપિ પણ વિસ્મૃત થઇશ નહિ! બારણું ઉઘાડું હતું, તેથી અજાણતાંજ હું પ્રવેશ કરવા પામ્યો છું! દૈવગતિ

કેવી વિચિત્ર છે ? દરેક પળે નવિન નવિન ચમત્કારિક દેખાવો નજરે નિહાળવાનો સમય આવે છે ! '

આ પ્રમાણે બોલી, તેણે કુમારી મનોરમાને સંબોધીને કહ્યું, " અલિ ! બોલ હવે તારે શું કહેવાનું છે ? "

આવેલા માણસના શબ્દો સાંભળતાંજ તે સુંદરીનું સૌંદર્ય અદ્રશ્ય થઇ ગયું, તેના સ્હામે વિસ્ફારીત નેત્રે તે જોઇ રહી. તેનું મુખ લાલ બની ગયું. તેના ઓષ્ટ ફીક્કા પડી ગયા. તેણે ઉગ્રસ્વરે ઉત્તર આપ્યો, " બોલવાનું તને ? મારે તને કાંઇ પણ કહેવાનું કે બોલવાનું નથી ! "

તે માણસે ફરીથી કહ્યું, " કાંઇ પણ નથી ? તું કોણ છે ? તેં શું કર્યું છે ? તેનું તને સ્મરણ છે ? આજે જે માણસને તું પ્રિય થઈ પડેલી છે, અરે ! જેને ચાહ્ય છે, તેને જો હું તારી વાત–તે રાત્રીનો સઘળો ઇતિહાસ સંભળાવી દઇશ તો પછી શું થશે ? "

સુંદરીએ ઉત્તર આપ્યો, " ભલે ! ભલે ! કહી દે ! તેમને સંભળાવી દે ! જો તું એમને સઘળી હકીકત જણાવીશ તો હું તને ધન્યવાદ આપીશ ! ચાલ જણાવ ! "

કુટિલ દ્રષ્ટિએ કુમારી તરફ જોતાં તે માણસે જણાવ્યું, " ત્યારે તું પોતે જણાવશે નહિ ? "

" ના, હું એમને કાંઇ પણ કહીશ નહિ ! તારે જણાવવું હોય તો જણાવ ! "

" ત્યારે એમને વિદાય કરી દે ! એમને જવાને માટે કહી દે ! મારે તારી સાથે એક વાત કરવી છે ! ચાલ્ય જલ્દીથી રજા આપી દે ! "

કાન્તિલાલની ક્ષમા માગતી હોય તે પ્રમાણે મનોરમાએ મૃદુ કંઠે તેને કહ્યું, " આપ હવે અહિંથી પધારો ! "

ઇર્ષાના આવેશમાં આવેલા કાન્તિલાલે ક્રોધીત બની જણાવ્યું,

" આ માણુસની પાસે તમને એકલાં મૂકીને ચાલ્યો જાઉં ? શું તમે આની પાસે એકલાં રહેવા માગો છો ? નહિ ! નહિ ! એમ કદાપિ પણ બનશે નહિ ! હમણાંજ એને ગરદન પકડી બહાર કહાડું છું ! એને અહિં આવવાનો શું અધિકાર છે ? "

હાસ્ય કરતાં કરતાં, પેલા આવેલા માણસે કહ્યું, " તમારા કરતાં મારો અધિકાર અધિક છે ! "

કાન્તિલાલે તેને ઉત્તર આપ્યો, " ઠીક છે ! પરંતુ મેં આ સ્ત્રીને વિવાહ કરવાનું વચન આપ્યું છે ! જો કદાપિ મને સ્વામિ તરિકે સ્વીકારી ઉપર્યુક્ત અધિકાર તે આપે, તો હમણાંજ હું તને અહિંથી બહાર કાઢી મૂકું, એટલુંજ નહિ પરંતુ બરાબર બનાવી આપું ! પરંતુ લાચાર– ! "

આ પ્રમાણે કાન્તિલાલનું કહેવું સાંભળી આવેલા માણસે મનોરમાના તરફ નેત્રનો ઈશારો કરી કહ્યું, " કેમ આ માણસ જે કાંઇ કહે છે તે શું સત્ય છે ? શું ખરેખર તું તેને તે અધિકાર આપવાની છે ? એ યુવાન છે, સુંદરતામાં શ્રેષ્ટ છે, તેની પાસે પૈસા પણ છે; એમ મારા જાણવામાં આવ્યું છે ! શું તારે તેની સાથે વિવાહ કરવાની ઈચ્છા છે ? "

આ પ્રમાણે કહી તે આવેલા માણસે પોતાના કઠોર હાથ વડે કુમારી મનોરમાનો હાથ પકડ્યો. કાન્તિલાલે એ જોતાંજ આવેલા માણસની પીઠ ઉપર તતકાળ મૂકીનો વજ્ર સમાન આઘાત કર્યો, તેથી તે પૃથ્વીપર ચતોપાટ પડ્યો. તેનાથી તત્કાળ ઉઠી શકાયું નહિ. પડ્યો પડ્યો પણ તે કર્કશ સ્વરે બોલ્યો, " યાદ રાખ ! તેં મને માર્યો છે, પણ હું તને ચાબુક લગાવીશ ! ચહાવું કોને કહે છે તે હું જાણું છું ! આ સ્ત્રી જો કે એક વેશ્યા સમાન છે; તો પણ હું તેને ચાહું છું ! એને હું ચાબુકથી મારીશ ! પહેલાં મેં એને આલીંગન આપ્યું છે !

હવે તે તને આલીંગન આપવા તૈયાર થઇ છે! મેં એને ચુંબન કર્યું છે! એ મારા મનમાં વસી રહેલી છે! સાંભળે છે? ના સાંભળતો હોઉં તો સાંભળજે! જ્યાં સુધી હું જીવતો હોઇશ, ત્યાં સુધી કોઇ પણ માણસ એને પોતાની સ્ત્રી કહી ગર્વ કરશે એ મારાથી સહન થઇ શકશે નહિ!"

આ પ્રમાણે કાન્તિલાલને જણાવી તે મનોરમાના તરફ જોઇ કહેવા લાગ્યો, "કેમ અલી! હું કહું છું તે સાંભળે છે ને? જો તારે આ માણસનેજ ચહાવો હોય તો પ્રથમ મને મારી નાંખ! હવે તને જોઇને ભય ઉત્પન્ન થાય તેવું રહ્યું નથી! આ પહેલાંજ તેં નરરક્તનું દર્શન કરી લીધું છે! લોહીથી રગદોળાયલું ખૂની ખંજર હાથમાં ધારણ કર્યું છે! આજે પણ એક નવિન નવ યુવાન મેળવવાને માટે મારા લોહીમાં તારા હાથને રગદોળ! એથી તને ભય ઉત્પન્ન થશે નહિ!"

મૃદુસ્વરે કુમારી મનોરમા બોલી, "મિથ્યાવાદી! મહાપાપિ! હત્ ભાગ્ય! કાયર પુરૂષની માફક શા માટે ખોટું બોલે છે?"

પૃથ્વીપર પડ્યો પડ્યો તે માણસ પોતાના હાથ ઉપર ભાર રાખી ઉંચો થઈ કહેવા લાગ્યો, "તારા બોલવાથી મને કાંઇ પણ ખોટું લાગશે નહિ! તારે કહેવું હોય તે કહે, પરંતુ આ માણસને અહિયાંથી બહાર કાઢ!"

ફરીથી કાન્તિલાલના તરફ મોં ફેરવી મનોરમાએ કહ્યું, "આપ કૃપા કરી અહિંથી જાઓ તો ઠીક! જો હું તમને અતિશય પ્રિયજ હોઉં, તો તમે હમણાં ચાલ્યા જાઓ! જો એમ કરશો તો તમે મારા ઉપર બહુજ દયા કરી છે એમ માનીશ!"

વાંચક! આવેલ મનુષ્ય બીજો કોઇ નહિ પરંતુ બિહારીલાલ બસુ હતો, એ આપ સમજ્યાજ હશો. તેના તરફ જોઈ ક્રોધથી લાલ

થઈ ગયેલાં નેત્ર વાળા કાન્તિલાલે એક વખત કુમારી મનોરમાના મલિન બની ગયેલા મુખ સ્હામું જોયું, અને ગભીર સ્વરે કહ્યું, " તમને આ માણુસની સમક્ષ એકલાં રાખીને હું કદાપિ પણ જનાર નથી ! આ માણુસ જ્યાં સુધી ઘરની બહાર નિકળશે નહિ, ત્યાં સુધી હું ઘરની બહાર પગ મૂકીશ નહિ ! મને સમજાય છે કે, તમને આ માણુસ ચાહે છે, એટલા માંજ તમે મને વિદાય કરવા માગો છો ! "

બિહારીલાલ બસુ હજી સુધી પૃથ્વીપરજ ચતોપાટ પડી રહેલો હતો. તે ક્રોધ અને ઇર્ષાથી ભરેલાં નેત્રોએ કુમારી મનોરમાના તરફ જોઈ રહ્યો હતો. તેનું વિકટ મુખ, ભયથી ભરેલી હાસ્ય ક્રીડા, વિગેરે જોઈ મનોરમાએ તેને કહ્યું, " નહિ ! નહિ ! કયારે પણ હું તેને ચહાતી નહોતી ! જો કે તે મને ચહાતો હોય તો ભલે પરંતુ કદી પણ મેં મારૂં અંતર તેને સમર્પણ કર્યું નહોતું ! ખરી રીતે જોતાં તે મને ચહાતો નહોતો કે હું તેને પણ ચહાતી નહોતી ! "

વિકટ હાસ્ય કરતાં બિહારીલાલ બસુએ તેને કહ્યું, " વાહવાહ ! વાહવાહ ! બહુજ ફક્કડ વાત જણાવી છે ! તારા જેવાં છળવાનાં નખરાં બીજી કોઇ પણ સ્ત્રી કરી શકે તેમ નથી ! "

એ રીતે બોલતો બિહારીલાલ બસુ એકદમ ઉભો થયો, અને કહેવા લાગ્યો, " જે સ્ત્રી મને ચહાતી નથી, તેને ગ્રહણ કરૂં એવો હું ગાંડો નથી ! જો કાન્તિલાલ ! તું આને ગ્રહણ કર ! આની સાથે વિવાહ કર ! હું મારો હક્ક ઉઠાવું તેના બદલામાં મને ફક્ત એક હજાર રૂપીયા રોકડા આપ. હું હંમેશને માટે આ દેશનો અને એનો ત્યાગ કરી અન્ય દેશમાં ચાલ્યો જઇશ ! તે દિવસે રાજમહેલરોડ ઉપર જે કાંઇ ગુપ્ત બનાવ બન્યો છે, તે આના સિવાય બીજા કોઇના પણ જાણુવામાં નથી ! તેમ બીજું કોઈ પણ જાણુવા પામશે નહિ આવ

સુંદર સ્વરૂપવાળી સુંદરીની કિમ્મતના એક હજાર રૂપીયા અધિક નથી. બસ એટલા મળશે એટલે હું અહિયાં રહીશ નહિ ! ભવિષ્યમાં તમે કોઇ પણ વખત મને આ દેશમાં જોઇ શકશો નહિ ! હું ક્યાં જઇશ, ક્યાં રહીશ તે પણ તમે કોઈના મુખેથી સાંભળવા પામશો નહિ !"

તેના તરફ નજર કરતાં મનોરમાએ કહ્યું, વળી પાછું ખોટું બોલે છે ! મિથ્યા વાત કરે છે ! હું બરાબર જાણું છું કે તું અસત્યજ બોલે છે ! તારામાં કેટલાં પાખંડ છે તે હું જાણું છું ! અત્યારે જેવી રીતે તું ખોટું બોલે છે તેવીજ રીતે પહેલાં પણ ખોટું બોલ્યો હતો, તે શું ભૂલી ગયો ?"

બિહારીલાલ બોલ્યો, "બોલીશ નહિ ! મારા લાભના માર્ગમાં પ્રતિબંધ રૂપે થઇશ નહિ ! મને પઇસાની બહુજ જરૂર છે ! જો પઈસા મળશે નહિ તો મારૂં ગુજરાન ચાલશે નહિ ! હું ખરૂં કહું છું કે હવે પછી હું કદી પણ તને મળીશ નહિ ! ને હવેથી તું મને મરેલો સમજી વીસરી જજે ! તું આ માણસને કહે કે હું તમારી સાથે વિવાહ કરીશ ! જો તું તેને તેમ નહિ કહે તો પછી મારે હાથે તારી બહુ દુરાવસ્થા થશે !"

કાન્તિલાલે મનોરમાને સંબોધીને કહ્યું, "પ્રિયે ! આ બિહારીલાલને તું કહે કે, હું આમની સાથે વિવાહ કરીશ ! એક હજાર રૂપીયા એને આપવાથી આપણે બન્ને સુખી થઈશું ! માટે તેને એક હજાર રૂપીયા આપવા એ મને યોગ્ય લાગે છે ! કહે કહે કે હું તમારી સાથે વિવાહ કરીશ. હું તમને જીગરથી ચાહું છું. પ્રિયતમે ! હું તને અંતરના ઉમળકાથી ચાહુ છું !"

મનોરમાએ વક્રદષ્ટિએ વિલોકતાં કહ્યું, "નહિ નહિ ! તમે શું બોલો છો ! હું તમારી સાથે વિવાહ કરી શકીશ નહિ ! કદિ પણ તેમ બનશે નહિ ! કદાપિ હું કરીશ એમ કહીશ તોપણ આ પાખંડી મને

નિશ્ચિંતતાએ બેસવા દે તેમ નથી! તમે ચાલ્યા જાઓ! હું તમને વિનંતિ કરી કહું છું કે પુનઃ તમે મને મળશો નહિ!"

એ પ્રમાણે કહી કુમારી મનોરમા ઉતાવળે પગલે ઘરની અંદરથી બહાર નિકળી ગઇ. તેણે બિહારી તરફ સ્હેજ પણ દૃષ્ટિપાત કર્યો નહિ!

કાન્તિલાલે બિહારીલાલના તરફ ફરીને કહ્યું, "ત્યારે હવે કેમ? તમે પણ ચાલ્યા જાઓ. ફરીથી આ ઘરની અંદર આવશો નહિ, આવશો તો યાદ રાખજો કે વિપત્તિમાં પડવું પડશે! નહિ આવું એવી પહેલાં તમે પ્રતિજ્ઞા કરી હતી, ત્યારેજ હું તમને ખોરાકીના પૈસા આપવા કબૂલ થયો હતો. હવે તે કરારનો તમે પોતેજ ભંગ કરેલો છે, હવેથી અહિયાં આવશો તો કાંઇ પણ મળશે નહિ! મેં સાંભળ્યું છે કે દર અઠવાડીએ તમે આ સ્ત્રીની પાસે આવીને તેણે જે કાંઇ મ્હારા મહેનતે પેદાશ કરી હોય છે તેમાંથી અર્ધા પૈસા તેને ડરાવીને પડાવી લઇ જાઓ છો. હવે પછી તે પણ તમને મળશે નહિ!

કાન્તિલાલનું બોલવું સાંભળી હસતો હસતો બિહારીલાલ બોલ્યો, "કરાર ભંગ! કરાર ભંગ કરવાની વાત તો તમો કરો છો! બહુ સારૂ! તમે પ્રબળ શત્રુ રૂપે જે રમણિની સાથે વિવાહ કરવા માગો છો, તેનાથી મારૂં કયું વધારે અનિષ્ટ તમે કરી શકો તેમ છો? બસ હવે મારે દૂર થવું! મારે અહિયાંથી પ્રદેશ જતા રહેવું! હવે એ સંબંધે મારે કાંઇ પણ વધુ કહેવાનું નથી. મેં તમને મારી અનુમતિ આપી છે! તમે તેની સાથે વિવાહ કરજો. ફક્ત હું તો હવે એક હજાર રૂપીયાનોજ માલિક છું! તમે તે આપશો એટલે હું આ દેશ છોડી ચાલ્યો જઇશ! વિશેષમાં એક બીજું પણ તમને જણાવું છું કે હું ચાલ્યો જઇશ એટલે તે સુંદરી ગમે ત્યાંથી ફરીને તમારી પાસેજ આવશે! ચાલો હવે મને પૈસા આપી દો!"

કાન્તિલાલે તેને કહ્યું. "હું તને એક પૈસો પણ આપવાનો

નથી ! જે કાંઇ આપવાનું પહેલાં કબુલ કર્યું હતુ, તેજ મળશે ! હવે કોઇ પણ દિવસ ફરીથી તમને અહિયાં આવેલા જાણીશ તો તે પણ મળશે નહિ ! ચાલો, અહિયાંથી ચાલ્યા જાઓ ! ”

“ વાહ ! વાહ ! બહુજ સારી વાત ! હું ચાલ્યો જાઉં અને તમે—? ”

“ હું પણ ચાલ્યો જાઉં છું. ”

બિહારીલાલ કેટલીક વખત સુધી કાન્તિલાલના મુખ સ્હામું જોઇ રહ્યો. તેના મનમાં હતું કે હમણાં કાન્તિલાલ કાંઈક બોલશે, પરંતુ કાન્તિલાલ કાંઇપણ બોલ્યો નહિ; જેથી વિચિત્રપણે હસતો હસતો તે ઘર બહાર નિકળી ગયો. કાન્તિલાલ પણ તેની પાછળ પાછળ ઘર બહાર નિકળ્યો. રસ્તામાં જતાં જતાં બિહારીલાલે કાન્તિલાલના સ્હામું જોઈ કહ્યું, “ તમે મને આ ઘરમાં આવવાનો નિષેધ કર્યો છે ! હું તમને પણ નિષેધ કરૂં છું ! જો હું ચાહીશ તો એ સ્ત્રીના જીવનને ઝહેર સમાન બનાવીશ ! જો ફરીથી તમે પણ એ ઘરમાં જશો તો તમને પણ હું કેદ કરાવીશ !

કાન્તિલાલે કાંઇપણ ઉત્તર આપ્યો નહિ ! તે પોતાના મનમાં વિચાર કરતો કરતો એક તરફ ચાલ્યો ગયો. બિહારીલાલ પણ બીજી તરફ ચાલ્યો ગયો.



## પ્રકરણ ૧૮ મું.

## પુંઠ પકડી.



હંમેશાં એક માણસ જ્યારે બીજા માણસનો પીછો લે છે, ત્યારે તે માણસ જ્યાં જાય ત્યાં તે તેની પાછળ પાછળ જાય છે ! તેથી

તે જે માણુસની પાછળ લાગેલો હોય છે તે માણુસના જીવને શાન્તિ વળતી નથી! દોષિત મનુષ્યોની પાછળ જ્યારે કોઈ પણ માણુસ તેની પુંઠ પકડી ફર્યા કરે છે, ત્યારે દોષિત મનુષ્યના મનમાં એક પ્રકારનો ભય ઉત્પન્ન થાય છે! અરે તેના મનની શાન્તિનો નાશ થાય છે! કિન્તુ સંદેહને લઇને કિંવા તેને પકડવાને ઇરાદે કોઈ અજ્ઞાત વ્યક્તિ જ્યારે કોઈ નિર્દોષિ માણુસની પાછળ પાછળ ફરે છે, ત્યારે તેના મનમાં બહુ પરિતાપ થાય છે!

દરરોજ કાન્તિલાલની પાછળ પાછળ તેવીજ રીતે એક માણુસ ફરતો હતો. જ્યાં જ્યાં તે જતો ત્યાં ત્યાં તે તેની પાછળ પાછળ જતો. તે કોણ છે, એ સંબંધમાં પ્રથમ તો કાન્તિલાલના મનમાં સંદેહ ઉત્પન્ન થયો, પરંતુ આખરે તેના મનનો તે ભેદ ભાગ્યો. તેની શંકા દૂર થઈ, એજ માણુસ! એકનો એક માણુસ દરરોજ જુદી જુદી જાતનાં વસ્ત્રો પહેરીને જુદા જુદા રૂપે દેખાતો હતો; તેનો દેખાવ પણ જુદોજ જણાતો હતો. છતાં તેની ચાલવાની ઢબ ઉપરથી તેને ઓળખી કાઢવામાં કાંઈ પણ અંતરાય આવતો નહિ! જે પ્રમાણેના છૂપા વેશમાં ફરતો હતો, તે વેશના પ્રમાણમાં તે પોતાનું કાર્ય કરતો જણાતો હતો.

તે દુષ્ટ માણુસ કેમ પાછળ પડયો છે, તે કાન્તિલાલ કળી શકયો નહિ. તથાપિ તેણે અનુમાન કર્યું કે રાજમહેલ રોડ ઉપર થયેલા ખૂનની ગુહ્ય ઘટનાની બાતમી મેળવવાના ઇરાદાથીજ તે પોતાની પાછળ ફરે છે! પોતે નિર્દોષ હતો, જાતે કાંઇ પણ ગુનોહ કર્યો નહોતો, એટલે ભય પામવાનું કારણ નહોતું! અપરાધી કહી તેને પોતાને કોઈ પકડશે, તેવો ભય પણ તેના મનમાં આવતો નહોતો, છતાં પણ છુપી રીતે તે પોતાની પાછળ પાછળ હંમેશાં ફર્યા કરે તે કાઈ રીતે તેને પોતાને ઠીક લાગ્યું નહિ!

એક વખત કાન્તિલાલે પોતાની પાછળ ફરનારા માણસને પૂછવાનો વિચાર કર્યો, કે શા માટે તે પોતાની પાછળ ફરી નકામો વખત ગુમાવે છે? સરકાર અનેક વખત અનેક વ્યક્તિઓને અપરાધીઓને શોધી કહાડવા ગોઠવે છે, ખરચ કરે છે, પરંતુ નિર્દોષ માણસોની પાછળ ફરવામાં શા માટે નકામાં નાણાં ગુમાવતી હશે? એ પૂછવાનો મનોભાવ થયો. તેણે પોતાને અવલંબન કરી પાછળ પાછળ ફરી વખત ગુમાવનારને પૂછ્યું નહિ! તેના મનમાં દ્રઢ વિશ્વાસ હતો કે, તેને પાછળ પાછળ ભમતો હોય તો ભમવા દેવો! તેની સાથે નાહકની માથાફોડ કરવાથી શું ફાયદો થનાર છે? તેને જે કરવાનું હશે તે તો તે કરવાનોજ છે!

આઠ દસ દિવસ પછી કાન્તિલાલે એક દિવસ પોતાના મનમાં નિશ્ચય કર્યો કે, ડરવાનું કાંઇ કારણ નથી. રાત્રિના સમયે રસ્તા ઉપર બહાર ફરવા માટે નિકળીએ છીએ, ત્યારે હંમેશાં કાંઈ રાત્રિના વખતે દરેક રસ્તાઓ ઉપર માણસોનો અવરજવર હોતો નથી! જ્યારે નિર્જન રસ્તાઓ ઉપર ચાલીએ છીએ ત્યારે ત્યારે પોતાની પાછળ અનુસરનારો માણસ હોય તેવી રીતે પોતાનો છાંયો મનુષ્યની પાછળ દેહનું રક્ષણ કરનાર પહેરેગીર હોય તેવી રીતે ચાલે છે; એજ પ્રમાણે આ મને અનુસરનારો માણસ પણ મારી પાછળ ફરે તેથી મને શું હરકત છે? જેમ છાયારૂપ પ્રહરીને પગાર આપવો પડતો નથી, તેમ આ પાછળ પાછળ ફરનાર માણસને પણ મારે પગાર આપવો પડતો નથી, પરંતુ એથી તો ઉલટું મારા શરીરનું રક્ષણ થાય છે!

આ પ્રમાણે પોતાના મનમાં દ્દઢ નિશ્ચય કરી કાન્તિલાલ શાન્ત બન્યો. એક દિવસ રાત્રિના સમયે તે પોતાના બે મિત્રોની સાથે બહાર ફરવા નિકળ્યો, અને કલબની અંદર જઇ બીઝીકની રમત રમવા લાગ્યો. રમતાં રમતાં તેઓએ પઇસા રમવાની શરૂઆત કરી.

રમતની શરૂઆતથીજ કાન્તિલાલની જીત થતી ચાલી. પઇસાની પ્રાપ્તિ થતાં તે આનંદમાં આવ્યો. આનંદના સાગરમાં ડોલતાં પુનઃ તેને કુમારી મનોરમાનું સ્મરણ થયું ! પ્રેમને વશ બનેલા કાન્તિલાલના મનમાં તેને ફરીથી મળવાની પ્રબળ ઇચ્છા ઉત્પન્ન થઇ !

બાજી ચાલતી હતી ! વારંવાર કાન્તિલાલની જીત થતી ચાલી હતી, તે જોઇને બીજા રમનારાઓના મનમાં ઇર્ષાનો અગ્નિ ઉત્પન્ન થયો. તેમાંનો એક રમનારો શાન્તિલાલ હતો. તે રમતાં રમતાં રમત છોડી ઉભો થયો અને કહેવા લાગ્યો, " બસ હવે અમારે રમવું નથી ! આજે હમારી બાજી હારની છે. આજે તમારો જીતનો પાસો હોવાથી એમ સમજાય છે કે તમે કોઇ પણ રમણિના પ્રેમમાં પડીને તેની સાથે વિવાહ કરવા બંધાયા છો ! મારૂં અનુમાન સત્ય છે ! પરંતુ જો તમે તેમ કરશો તો તેમાં ભાગ્યહીન નિવડશો ! આ બાજીમાં તમે જીત્યા છો તેથી એ બાજીમાં તમે જીતશો નહિ ! "

કાન્તિલાલે તેને પ્રશ્ન પૂછ્યો, " કેમ ! તમે એ અનુમાન કેવી રીતે કર્યું ? "

" કેવી રીતે ? જુઓ ! જુગારની અંદર જે માણસનું ભાગ્ય સારો લાભ આપે છે, તે માણસનું ભાગ્ય વિવાહના સંબંધમાં બહુજ નઠારૂં હોય છે ! પરંતુ હાં ! એ તો ઠીક ! તે દિવસે જે છોકરી મારી પાસે ફુલ વેચવાને માટે આવી હતી, જેને મેં ચુંબન કરવાનો વિચાર કર્યો હતો, અને જે કાર્યમાં તમે અંતરાય રૂપ થઈ પડયા હતા ! તે છોકરીને તમે ઓળખો છો ? "

" હા ! કેમ છે ? હું તેને ઓળખું છું ! " કાન્તિલાલે ઉગ્રપણે જવાબ આપ્યો.

" તે દિવસે મેં તે છોકરીને પ્રથમ જોએલી હતી. ત્યાર પછી બીજી વખત જ્યારે હું પોલિસ સ્ટેશનપર પરવાનો ચાલુ કરાવવાને

માટે ગયો; ત્યારે મેં તેને બજાર ગેટ સમીપમાં જોઈ હતી. અમારા બન્નેની નજર એક થતાં, તે મને જોતાંજ નાસી છૂટી. તે વખતે તે છોકરીએ બહુજ ઉંચા પ્રકારનાં કપડાં પહેરેલાં હતાં! તેને જોનાર કોઇ પણ માણુસ એમ કહી શકે તેમ નહોતું કે તે પહેલાંનીજ ફુલવાળી હશે! અત્યારે તે કોઈ સદ્‌ગૃહસ્થના ઘરની સુંદરી હોય તેવો દેખાવ આપતી હતી, છતાં તેનું મુખમંડળ મ્લાન બની ગયું હોય, તેવું જણાતું હતું. હું તો તેને જોતાંજ ઓળખી ગયો. હું તેની પાછળ પાછળ ગયો તો નજર બાગમાં વિશ્રામ લેવા માટે બેઠેલી મેં તેને જોઇ. મેં તેની સાથે વાત કરવાનો પ્રયત્ન કર્યો, પરંતુ પ્રજળતા અગ્નિ સમાન તેનો સ્વભાવ હોય તેવું મને સમજાયું. જો કે દુનિયાના અંદર સઘળી સ્ત્રીઓ એવીજ ગર્વવાળી હોય છે કિન્તુ આ છોકરી તો બધાના કરતાં અધિક ગર્વ રાખનાર હોય તેવું મને દેખાયું!"

કાન્તિલાલે પૂછ્યું "ત્યાર પછી?"

"એ મારી સાથે બિલકુલ શબ્દ સરખો બોલી નહિ! છતાં પણ હું તો તે ઠેકાણેજ બેસી રહ્યો. ત્યાં થઇને અનેક માણુસો આવ જાવ કરતા હતા, તેમાંથી એક માણુસ ઉપર મારી નજર પડી. તેને હું જોઇ રહ્યો. તે માણુસ ત્યાં આગળજ આમતેમ આંટા મારતો હતો. તે માણુસ અસભ્ય હોય તેવો લાગતો હતો. તે ફુલવાળી યુવતિને જોઇ હું જેવી રીતે મોહ પામેલો હતો તેવીજ રીતે તે માણુસ પણ મોહ પામેલો હોય, તેમ તેનાં આચરણો જોતાં જણાઇ આવતું હતું. ફુલવાળીની તેના તરફ નજર હોય એવું મારા જાણુવામાં આવ્યું નહોતું! મારા મનમાં એ માણુસને જોતાં લાગ્યું કે પહેલાં કોઇ વખત આ માણુસને મેં જોયેલો છે! ફુલવાળી જ્યારે ત્યાંથી જવાને માટે ઉભી થઈ બીજી બાજુએ ચાલી, તે વખતે તે માણુસ પણ તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો. તેની તેવી કૃતિ જોઇ મને એમ જણાયું કે ગમે તેમ હોય, પણ આ માણુસ તે ફુલવાળી યુવતિ ઉપર નજર

રાખે છે! હવે તે સુંદરી કોણ છે? શું કામ કરે છે? તેનો સોબતી કોણ છે? ક્યાં રહે છે? તે જાણવાની જરૂર છે! તેની સાથે તમને પરિચય છે?"

કાન્તિલાલ કેટલીકવાર પર્યંત વિચાર કરતો મૌન રહ્યો. શાન્તિલાલની હકીકત સાંભળી તેના મનમાં ભય પણ ઉત્પન્ન થયો. શું એ સુંદરીના ઉપર પણ એક માણુસ નજર રાખે છે? એના ઉપર નજર રાખવાનું શું કારણ હશે? તેણે બહુજ વિચાર કર્યો! તેને સમજાયું કે તેમ હોવાનું કારણ છે! તેના ઉપર એક ખૂની તરીકેનો વહેમ ઉપસ્થિત થયેલો હોવો જોઇએ! પણ તે માણુસે એ સુંદરીને કેવી રીતે શોધી કહાડી? તે કેવી રીતે તેને ઓળખી શક્યો? વિગેરેનો મનની અંદર વિચાર કરી કાન્તિલાલ શાન્તિલાલને પૂછવા લાગ્યો, "એ સ્ત્રી તો એક સારા સદ્‌ગૃહસ્થના ઘરની આબરૂદાર સ્ત્રી છે! હું તેના રૂપનો કેવી રીતે પક્ષપાતી હોઉં? પરંતુ તેના ઉપર કોણ નજર રાખતો હતો, એ હું બરાબર રીતે સમજી શકતો નથી!"

અત્યંત આશ્ચર્ય પામતાં શાન્તિલાલે કહ્યું, "શું એ સારા આબરૂદાર ગૃહસ્થના ઘરની સ્ત્રી છે? તમે શું બોલો છો? આબરૂદારના ઘરની સ્ત્રી શું રાત્રિના સમયે એક સરિયામ રસ્તા ઉપર ફુલ વેચવાને માટે ફરતી ફરે ખરી કે?"

"દરિદ્રાવસ્થાનું દુઃખ એવું છે કે ગમે તેવા મનુષ્યને પણ તે અનેક પ્રકારનાં સામાન્ય કાર્યો કરાવે છે! હશે ગમે તેમ હશે, તેથી આપણે શું! ચાલો રજા લઉંછું!"

"શું કહો છો! અત્યારથીજ જવું છે? વારૂ પધારો! વખતે તમારો એ ફૂલવાળી યુવતિની સાથે મેળાપ થાય તો તેને મારા પ્રેમની વાત જણાવજો! મારો એટલો સંદેશો તેને વિદીત કરજો! મારૂં નામ પણ તેને જણાવજો."

વધુ વાત કરવા કાન્તિલાલ ત્યાં રોકાયો નહિ ! તેના મનમાં નવિન પ્રકારનો સંદેહ ઉત્પન્ન થયો. તે કલબની અંદરથી બહાર નિકળ્યો ! પોતાની પાછળ પાછળ ફરતો હતો તે માણસ તે વખતે તેના જોવામાં આવ્યો નહિ. રસ્તામાં પોતે એકલોજ ચાલવા લાગ્યો.

થોડેક દૂર ચાલ્યો નહિ. એટલામાં જે રસ્તા ઉપર પોતાનું ઘર હતું તે રસ્તાપર પોતે આવ્યો. તેવામાં ઉતાવળા પગલે ચાલી આવી, એક સ્ત્રીએ તેના ખભા ઉપર હાથ મૂક્યો. એકદમ આશ્ચર્ય પામી તે હાથ કાન્તિલાલે પોતાના ખભા ઉપરથી દૂર ખસેડી દીધો અને આવેલી સ્ત્રીના મૂખ સ્હામું જોવા લાગ્યો ! રસ્તામાં રાખવામાં આ-વેલા ગ્યાસના દિવાઓના પ્રકાશમાં તે તે સ્ત્રીનું મુખ બરાબર રીતે નિહાળી શક્યો. તેણે જોતાંજ તેને ઓળખી કહાડી. તે આશ્ચર્ય પામતાં બોલ્યો, " તમે આટલી મોડી રાત્રે મારી પાસે શા માટે આવ્યાં છો ? જાણો છો કે બે પહોર રાત્રિ પસાર થઇ ગઇ છે ? "

કુમારી કમળાદેવિએ કહ્યું " ફક્ત બે પહોર રાત્રિજ થઇ છેને ? તેથી શું ? હવે યોગ્યાયોગ્ય જાણવું શું બાકી રહેલું છે અત્યાર સુધી તમે તો મારાથી સઘળું છૂપાવી રાખવાનો પ્રયત્ન કર્યો છે; છતાં પણ મારે તમારી સાથે એક વાત કરવાની છે ! "

" ભલે ! ચાલો ! બીજે રસ્તે જઈ એકાંત સ્થળે બેસીએ, પછી તમારે જે કાંઇ કહેવાનું હોય તે કહેજો ! "

" નહિ ! નહિ ! આપણે તમારે ઘેરજ જવું છે ! આટલી મોડી રાત્રે હું દૂર જઇ શકું તેમ નથી ! તેમ રસ્તામાં મારાથી તમારી સાથે કોઇ પણ પ્રકારની વાત પણ થઇ શકે તેમ નથી ! મારા શરી-રમાં ઠંડી ભરાઇ ગઇ છે ! રસ્તા ઉપર બહુ ઠંડો પવન આવે છે ! તેમ હું બહુજ થાકી ગયેલી છું ! સંધ્યાકાળે સાત વાગ્યાને સુમારે હું તમારા ઘર આગળ ગયેલી હતી, પરંતુ ઘરમાં કામ કરનારી ડોસીએ

જણાવ્યું કે સાહેબ બહાર ગયા છે તે આઠ વાગ્યે આવશે! એ સાંભળી હું આઠ વાગ્યા સુધી ત્યાંજ બેસી રહી હતી. આઠ વાગ્યા, નવ વાગ્યા, દશ વાગી ગયા, અગીઆરનો સમય થયો, છતાં તમે ઘર આગળ પાછા આવ્યા નહિ! બાર વાગ્યા! ત્યારે વધુ વખત રાહ જોઇ બેસી રહેવાને મારા મને કબૂલ્યું નહિ! તરતજ હું ત્યાંથી ચાલી નીકળી! સાડા પાંચ કલાક પર્યંત હું તમારી રાહ જોઇને તમારા ઘર આગળ બેસી રહી હતી. રસ્તામાં હવે મારાથી વધુ વખત રોકાવાય તેમ નથી, માટે મને જલદીથી તમારે ઘેર લઇ ચાલો!"

તરતજ કાન્તિલાલ તેને પોતાને ઘેર લઇ ગયો. ઘરના બારણાની ચાવી ઉઘાડતાં વાંતજ કુમારી કમળાદેવિ બારણા વચ્ચે એક પગ ઘરની અંદર અને એક પગ બહારની બાજુએ મૂકી ઉભી રહી. તે કાન્તિલાલને બૂમ મારી મોટેથી કહેવા લાગી, "ઘરની અંદર કોઇ છૂપાઇ રહેલું હોય તેમ દેખાય છે! હાં! હાં! એ તો એજ સ્ત્રી છે કે જેને હું અત્યાર સુધી શોધતી હતી! જેને હું જોવા માગતી હતી તેજ આજે અનાયાસે મળી ગઈ છે! તમે કહેતા હતા કે એ સ્ત્રી તો કલકત્તા તરફની છે? તમને એ વાત કોણે કહેલી હતી? શું તે માણસે તમને ખોટું કહેલું હતું? શું બધા પુરૂષો ખોટું બોલનારજ હશે? દુનિયામાં બધા પુરૂષો શું એવાજ હશે?"

કાન્તિલાલ તેના કહેવાનો ભાવાર્થ કાંઇપણ સમજ્યો નહિ! તેના પોતાના મનમાં એ સ્ત્રીનામાં કાંઇક ઘેલછાનો અંશ પ્રગટ થયો હોય તેવું જણાયું. બન્ને જણે ઘરની અંદર પ્રવેશ કર્યો. ઘરની અંદર અંધકાર હતું. બારીની ઉપલી જાળીઓ દ્વારાએ ચંદ્રનાં કિરણો પ્રવેશ કરતાં હતાં, એટલોજ માત્ર પ્રકાશ દેખાતો હતો.

કાન્તિલાલ તે પ્રકાશ તરફ એકી દ્રષ્ટે જોઇ રહ્યો હતો. એકાએક તે ચમકી ઉઠયો. તેના મનમાં ખુરસી ઉપર કોઇ પ્રેતની મૂર્તિ

પડેલી હોય તેવી શંકા ઉત્પન્ન થઇ. કોઇ રક્ત માંસ સિવાયનું હાડ-પીંજર ભૂત રૂપે બેઠેલું હોય તેવો ભાસ થયો.

તરતજ ઘરનું બારણું બંધ કરી કાન્તિલાલ બત્તી સળગાવવા લાગ્યો. આ વખતે તેણે તે ભૂત મૂર્ત્તિ તરફ પીઠ રાખીને સળગાવ્યો. ભૂત હવે અંતર્ધ્યાન થઇ ગયું હશે, એમ સમજી તેણે પુનઃ તે ખુરસી તરફ નજર કરી. ખુરસી ઉપર બેઠેલું પ્રેત આ વખતે પણ પહેલાંની માફકજ તે ને તે ઠેકાણે બેઠેલું હતું. કાન્તિલાલે તેના તરફ બહુજ બારીકાઇથી નજર કરી. જોતાંની સાથેજ તેના મનમાં નિશ્ચય થયો કે આ ભૂત નહિ, પરંતુ રક્ત અને માંસ વિનાની કુમારી મનોરમાની જીવંત મૂર્ત્તિ છે!

કુમારી કમળાદેવિ ધીમે ધીમે તે કુમારી મનોરમાની નજીકમાં ગઇ અને તેની સાથે વાત કરવાનો વિચાર કરતી હોય તેવી દેખાઇ, પણ કાન્તિલાલે તેને અટકાવી તેની પાસેથી દૂર બોલાવી લીધી.

કાન્તિલાલે આ વખતે કુમારી કમળાદેવિને બહુજ મૃદુસ્વરે કહ્યું, “ જરા ધીરજ રાખો. કેવી રીતે આ રમણી અહિયાં આવી ચડી છે, એ પ્રથમ મને જાણવા દો! તમે એ સંબંધમાં કાંઈ જાણો છો ? ”

કાન્તિલાલની માફક મૃદુસ્વરે કમળાદેવિએ કહ્યું, “હા! કાંઈક થોડું ઘણું જાણું છું! જ્યારે તે રસ્તામાં થઇને આવતી હતી, ત્યારે મેં તેને જોયેલી હતી. હું કાંઇ પણ બોલ્યા ચાલ્યા સિવાય તેની પાછળ પાછળ તે ના જાણે તેમ ચાલી આવતી હતી. તે આ ઘરની અંદર આવી. તમારી વૃદ્ધ પરિચારીકાએ તેને બેસાડી. તમે આઠ વાગે આવશો એવી તમારી દાસીના મુખેથી ખબર મળવાથી તે તમારી સાથે મૂલાકાત લેવાને ઇરાદે અહિયાં બેસી રહી. બેઠાં બેઠાં તે નિદ્રાધિન થઇ ગઇ છે! હું પણ તમને નહિ જોવાથી અધિરી બની તમારી રાહ જોઈ રહી હતી! હવે મારે તેની સાથે જરા વાત કરવાનો

વિચાર છે ! મને તેમ કરતાં તમે કે કોઇ પણ અટકાવશો નહિ ! હજારો પ્રયત્ન થશે તો પણ અટકીશ નહિ !"

એ પ્રમાણે કહી કુમારી કમળાદેવિએ કુમારી મનોરમાના શરીરે સ્પર્શ કરવા પોતાનો હાથ લંબાવ્યો. તેને તેમ કરતી અટકાવવા તેનો હાથ પકડી કાન્તિલાલે તેને એક બાજુએ ખસેડી મૂકી, અને પૂછવા લાગ્યો, " તમે એને શું કહેવાની ઈચ્છા રાખો છો ? મરનાર મન-મોહનદાસ સાથે આને શું સંબંધ હતો તે તમે એને પૂછવા માગો છો ?"

કુમારી કમળાદેવીએ ઉત્તર આપ્યો, " તેના કે મરનાર મા-ણસના સંબંધમાં મારે કાંઇ પણ પૂછવાનું નથી ! પરંતુ એની સા-થેજ અત્યારે જે જીવતા માણસનો સંબંધ છે તે શું સંબંધ છે ? એજ મારે પૂછવું છે ! એટલુંજ મારે જાણી લેવાનું છે !"

કાન્તિલાલે કહ્યું, " આ સંબંધીની હકીકત હુંજ તમને જ-ણાવું છું ! જે અત્યારે જીવતો માણસ છે તેની સાથે પૂર્વે તમારે જેવો સંબંધ હતો, તેવોજ એને પણ સંબંધ છે ! તે તેનો ઉપપતિ છે ! અત્યારે તમે જેવી રીતે એ માણસને ધીક્કારો છો, તેવીજ રીતે એ પણ તેને ધીક્કારે છે ! જેવી રીતે એ ધીક્કારે છે, તેવીજ રીતે તેનાથી બીહે પણ છે ! બ્હીવાનું કારણ મને લાગે છે કે બહુજ ગુહ્ય છે ! જે માણસનો તમે તિરસ્કાર કરો છો, તેનો બદલો શું આ અબળા પાસેથી વસુલ કરવાની ઈચ્છા છે ?"

કુમારી મનોરમાના મુખ તરફ જોતાં જોતાં કુમારી કમળા-દેવિએ એક દિર્ઘ નિઃશ્વાસ મૂકયો અને ધીમેથી કહેવા લાગી, " તમે કહો છો કે એ માણસ એક વખતે મારો ઉપપતિ હતો, અને એનો પણ ઉપપતિ હતો; પરંતુ એ વાત સત્ય નથી. કોઇ પણ સમયે એ મારો ઉપપતિ હતોજ નહિ ! મારા કહેવા ઉપર વિશ્વાસ રાખો ! હું

એનું અનિષ્ટ કરીશ નહિ ! કિન્તુ તેની સાથે વાત તો કરીશજ !" એ પ્રમાણે કહી કમળાદેવિ પોતાનું મુખ કુમારી મનોરમાના કર્ણ આગળ લઇ ગઇ, અને એકાદ બે શબ્દો બહુજ ધીમેથી બીજું કોઇ સાંભળે નહિ તે પ્રમાણે કહ્યા ! શું કહ્યું તે કાન્તિલાલથી પણ કાંઇ સંભળાયું નહિ !"

કુમારી મનોરમા આ વખતે પણ ઉંઘતી હતી. કમળાદેવિએ કહેલા શબ્દો કાને પડતાં એકાએક તેની નિદ્રા ભંગ થઇ ગઇ ! અને ઝબકી જાગી ઉઠી. તેનું નિદ્રાવસ્થામાં પ્રફુલ્લ જણાતું મુખ, એકદમ નિસ્તેજ બની ગયું. નેત્રો એકદમ ખૂલ્લાં થઇ ગયાં. તે વિસ્ફારીત નેત્ર કુમારી કમળાદેવિના મુખ સ્હામું જોઇ રહી ! અને કંપિત સ્વરે પૂછ્યું, "તમે કોણુ છો ? હું તમને ઓળખી શકી નથી ! જે નામ મારૂં નથી તે નામે તમે મને કેમ બોલાવો છો ?"

કુમારી કમળાદેવિએ ઉત્તર આપ્યો, "તમારૂં કહેવું સત્ય છે ! હાલમાં તમારૂં નામ એ નથી ! કિન્તુ કેટલાક દિવસ પહેલાં એ નામ તમારૂં જ હતું ! ત્યારે શું હું તમને તમારે પોતાને નામે મિસ— કહીને બોલાવું ?"

બોલતાં બોલતાં કુમારી કમળાદેવિ એકદમ અટકી ગઇ. તેણે કોઇનું પણ નામ પ્રકાશ કર્યું નહિ ! કુમારી મનોરમા બન્ને હાથે માથું પકડી નીચુંજ નિહાળી રહી. કમળાદેવિ અને કાન્તિલાલ પણ મૌન્ય ધારણ કરી એકમેકના સ્હામું જોતાંજ ઉભાં રહ્યાં.

અકસ્માત ઘડીઆળની અંદર ટકોરો થયો. ઘરમાંનો સરંજામ ઝણુઝણુ કરી કંપી ઉઠયો. કુમારી મનોરમાએ પોતાના મુખ આગળથી હાથ ઉઠાવી લઇ પ્રથમ કુમારી કમળાદેવિના અને પછીથી કાન્તિલાલના મુખનું નિરિક્ષણુ કર્યું. ધીમે ધીમે તે ખુરશી ઉપરથી ઉભી થઈ, અને કાન્તિલાલની પાસે જઈ ઉભી રહી. કાન્તિલાલે તે વખતે તેના

સ્હામે જોયું, તો તેના હાથમાં પોતાના પુસ્તકની કોપીઓ જોવામાં આવી.

કોપીઓ કાન્તિલાલને બતાવતાં કુમારી મનોરમા કંપિત સ્વરે કહેવા લાગી, "આને પુરૂં કર્યું છે! લખવાનું સઘળું સંપૂર્ણ થયું છે! આપી આવું એમ ધારી હું અહિયાં લઇ આવી છું! આ સ્ત્રી કોણ છે? એને જોઇને મને ભય ઉત્પન્ન થાય છે! માટે એને વિદાય કરો. પેલો માણસ આજે પણ મારે ઘેર ગયેલો છે, તેથી હું ભય પામીને ત્યાંથી નાશી અહિંયાં આવી છું! હવે હું ત્યાં પાછી જવાની નથી! બીજું કોઇ પણ સ્વતંત્ર મકાન ભાડે લઇશ અને ત્યાંજ રહીશ! હું જાઉં છું! આ સ્ત્રી મારી સાથે આવે નહિ, એવો આપ બંદોબસ્ત કરો! મને એનો બહુજ ભય લાગે છે!" આ પ્રમાણે કહી તે શંકિત કુમારીએ કાન્તિલાલના હાથમાં પોતાના બન્ને હાથ મૂકયા. કાન્તિલાલે પ્રિતિપૂર્વક તેના બન્ને હાથ દબાવ્યા. કોપીઓનું બંડલ કુમારી મનોરમાના હાથમાંથી ટેબલ પર પડી ગયું. કુમારી કમળાદેવિ દૂર બેઠી બેઠી આ સઘળી લીલા જોઇ રહી.

ભય પામેલી મનોરમાને અભય આપતાં કાન્તિલાલે કહ્યું, "કોઇ પણ પ્રકારનો ભય નથી! જે સ્ત્રીને જોઇ તમે ભય પામો છો, તેને જોઇ ભય પામવાનો નથી! હાં! તે માણસને પણ હું સીધો કરવાની વ્યવસ્થા કરીશ! મેં તેને બરાબર ઓળખ્યો છે! તમારા ઉપર તેનો કોઇ પણ પ્રકારનો હક દાવો છે નહિ!"

કાન્તિલાલના હાથમાંથી પોતાના હાથ ખેંચી લઇ કુમારી મનોરમા હળવે હળવે દાદર તરફ ચાલવા લાગી. જરા દૂર ખસીને પાછળની બાજુએ જોઇ રહી અને બોલી, "હા ત્યારે હવે હું જાઉં છું!" પોતાના મુખમાંથી એ પ્રમાણેના શબ્દો નિકળ્યા ખરા, પરંતુ તેનો જવા માટે પગ ઉપડયો નહિ! કાન્તિલાલ તેને બેસાડી, સ્નેહમય વચનો

વડે કહેવા લાગ્યો, " તમે મને ચાહો છો ! અને હું પણ તમને ચાહું છું ! તો પછી હવે તમારે શા માટે ફીકર રાખવી જોઇએ ? તમે મારાં ધર્મપત્ની થાઓ ! તમે નિરાશ્રય છો, એમ શા માટે કહો છો ! જીવનપર્યંત મારા હૃદયમાં આશ્રય આપીશ ! હાલમાં અને ભવિષ્યમાં તમારી સાથે કોઇ પણ પ્રકારે દ્વિધાભાવ રાખીશ નહિ ! તમે મારી સાથે વિવાહ કરો ! આપણે બન્ને જણાં તેથી બહુજ સુખી થઇશું !"

કુમારી મનોરમાનું મુખ એકદમ લાલ બની ગયું–તરતજ રક્તશૂન્ય નિસ્તેજ જણાવા લાગ્યું. તે નીચું મુખ કરી કહેવા લાગી, " તમે કાંઇ પણ વિચાર કરતા નથી ? વિચાર કરતા નથી એજ ઠીક છે ! હું તમારી પ્રિતિપાત્ર થઈ પડી છું, તેવીજ રીતે તમે પણ મારા પ્રિતિપાત્ર થઇ પડયા છો ! જો તમે મને ચાહો છો, તો પછી મારે તમને શા માટે નહિ ચહાવા ? હું તમને ચાહું છુંજ ! પરંતુ મારાથી તમારી પત્ની તરીકે રહેવાનું સ્વીકારાય તેમ નથી !"

કાન્તિલાલે પૂછ્યું, " તેનું શું કારણ ? શું એ ગુન્હાને લીધે કે તે દુષ્ટ માણસના ભયના લીધે તમે તેમ કરવા ના કહો છો ?"

મનોરમાએ શરમાતાં શરમાતાં જવાબ આપ્યો, " હા ! એ બન્ને કારણોને લીધેજ મારાથી તેમ કરી શકાય તેમ નથી !"

કાન્તિલાલે તેને પૂછ્યું, " વારૂ એ તો ઠીક. તમે ચાલ્યાં જવાનું કહો છો, પરંતુ કયાં જશો ?"

" જે ઠેકાણે આશ્રય મળશે તે ઠેકાણે જઇશ ! કોઇ પણ સ્થળ મારા માટે નિર્માણ કરાયલું નથી ! અદષ્ટ જ્યાં લઈ જશે, તે ઠેકાણે ચાલી જઇશ ! હું તમને ચોક્કસ જણાવું છું કે હું કોઈ પણ પુરૂષની સાથે વિવાહ કરીશ નહિ !"

કાન્તિલાલ પોતાના મનમાં ચિન્તા કરતો કરતો કુમારી કમળાદેવિના તરફ જોઇ કહેવા લાગ્યો, " તમે આમને તમારી સાથે લઇ

જઈ શકો તેમ છો ?"

કમળાદેવિએ જણાવ્યું, "ના ! મારાથી બની શકે તેમ નથી ! મેં મારી જાતિ અને કૂળ ગુમાવ્યું છે ! સમાજ મારી અવજ્ઞા કરે છે ! એવી અવસ્થામાં આવી સુંદરીને હું મારી સાથે કેવી રીતે લઈ જઈ શકું ? હું પોતે તો જ્ઞાતિથી બહાર થઇ છું, છતાં આને પણ તેમ કરવાનો શા માટે પ્રયત્ન કરૂં ? એવું અધમ કાર્ય મારાથી થઇ શકશે નહિ !"

કાન્તિલાલે કહ્યું, "ત્યારે હવે શું કરવું ? મારાથી પણ એમને મારે ઘેર રાખી શકાય તેમ નથી ! તેમને પોતાને ઘેર જવાની મરજી નથી ! કેમકે તે દૂરાચારી માણસ ત્યાં આગળ જઇ ઉપદ્રવ કરે છે ! અને તેથી તેઓ એ ઘેર જવાને નારાજ છે ? શું ઉપાય કરવો ? એમને ક્યાં મોકલવાં ?"

વાત પૂરી ના થઇ એટલામાં તો કમળાદેવિએ કાન્તિલાલને અધીરતા પૂર્વક પૂછ્યું, "પેલા માણુસની છબિ ક્યાં છે ?"

"ક્યાં છે તે મારાથી કહી શકાય તેમ નથી ! હું તમને તે બતાવીશ નહિ !"

"તમે તે મને આપી શકશો નહિ ?"

"ના !"

"ઠીક ! જો તમે તે નહિ આપો તો હું તે પાપીને બીજી રીતે તેના પાપનું ફળ ચખાડીશ !"

કાન્તિલાલે કહ્યું, "રાત્રિનો એક વાગી ગયો છે ! આટલી મોડી રાત્રે કુમારી મનોરમા ક્યાં જશે ? એ બાબતનો વિચાર મારા મનમાં ભય ઉત્પન્ન કરે છે !"

કુમારી કમળાદેવિએ કહ્યું, "તમે તમારા મનમાં તે માટે ભય રાખશો નહિ ! કુમારી મનોરમા તમને ચાહે છે, તે તેણે પોતાને

મોહોડેજ કબૂલ કરેલું છે! ફક્ત એટલુંજ કહે છે કે હું વિવાહ કરીશ નહિ! તમે ધૈર્ય ધારણ કરો! હું કહું છું કે નિશ્ચય તમારાં બન્નેનાં લગ્ન થશે! ફક્ત એકજ વાંધો છે. એ વાંધાને હું જલદીથી પતાવી દઇશ!"

એ વાત ઉપર ધ્યાન નહિ આપતાં કુમારી મનોરમાને ઉદ્દેશી કાન્તિલાલે પૂછયું, "ખરેખરૂં કહો છો કે, તમારે જવાનું કોઇપણ સ્થાન નથી?"

"ના! મારે માટે કોઇપણ સ્થાન નથી! પરંતુ ગમે તે એકાદ સ્થાન હું શોધી લઇશ!"

"રાત્રિનો એક વાગ્યો છે! આટલી મોડી રાત્રે સ્ત્રીઓને રહેવા જેવું એકાન્ત સ્થાન મળવું મુશ્કેલ છે! તમે એક કામ કરો! તમે બન્ને જણાં આજ રાત્રે મારા આ ઘરની અંદરજ સૂઈ રહો, જો મરજી હોય તો આ પાસેના ઓરડાની અંદર તમારી પથારી રાખો અને તેમ નહિ તો આ દિવાનખાનાની અંદરજ રહો!"

કુમારી કમળાદેવિએ ઉત્તર આપ્યો, "અમે અહિયાંજ સૂઇ રહીશું! ફક્ત અમને એક એક ચાનો કપ મળશે એટલે બસ છે! કેમકે મનોરમા બહુજ નિર્બળ બની ગયાં છે!"

કાન્તિલાલે તરતજ ચાના બે કપ તૈયાર કર્યા. બન્ને જણે ચા પીધો. ચા પીને કુમારી મનોરમા પાસે પડેલા સોફા ઉપર પાસાભેર સૂઇ રહી. કુમારી કમળાદેવી તે સોફા ઉપર તેની પાસે બેસી તેને શાન્તિ આપતાં બહુજ મૃદુ સ્વરે કેહેવા લાગી, "બ્હેન! કહો જોઇએ, તમારો તમારા વિવાહના સંબંધમાં શું વિચાર છે? વારૂ! પેલું ખૂન કેવી રીતે થયું હતું? મને એક વાર તે કહો! નિદ્રા આવતા પહેલાં મને એકવાર તે કહી પછી સુખેથી નિદ્રા લ્યો!"

કુમારી મનોરમા સૂઇ ગઇ. તેના માથા નીચે એક ઓશીકું

લાવીને કુમારી કમળાદેવિએ મૂક્યું. કુમારી મનોરમાએ ભાગ્યા તૂટ્યા શબ્દોમાં બેવાર કહ્યું, "ખૂન! ખૂન!" બીજો એક પણ શબ્દ તે બોલી શકી નહિ! બોલતાં બોલતાં તે નિદ્રાધીન થઇ ગઈ. કુમારી કમળાદેવિ પણ તેની બાજુપર તેના હાથ ઉપર હાથ રાખી સૂઇ ગઈ. થોડી વારમાં તે પણ નિદ્રાને આધીન બની ગઇ. કાન્તિલાલ પણ પોતાના સૂવાના ઓરડામાં જઇ સૂઇ ગયો.

## પ્રકરણ ૧૯ મું.

### સ્વપ્ન.

એકજ સોફા ઉપર બન્ને યુવતિઓ એકમેકને વળગીને સૂઈ રહી હતી. તેઓ ગાઢ નિદ્રામાં પડેલી નહોતી, કિન્તુ તન્દ્રામાં હતી! તેઓને ક્ષણમાં ચૈતન્ય પ્રાપ્ત થતું, તો ક્ષણમાં તેઓ અચેતન બનતી હતી. જે વખતે અચેતન થતી, તે વખતે તેમના મનમાં પૂર્વનાં કરેલાં કૃત્યોની સ્મૃતિ થતી હોય તેવું જણાતું હતું! તત્વજ્ઞાનીઓ કહે છે, કે દેહને નિદ્રા પ્રાપ્ત થાય છે, પરંતુ મન જાગૃત રહે છે. અનુભવ દ્વારા અનેક સમયે તે હકીકત પ્રમાણભૂત થયેલી છે!

બન્ને યુવતિઓ એકમેકને અઢેલીને સૂતેલી હતી! બન્નેનું અંગ પ્રથક્ પ્રથક્ નહિ કિન્તુ એકજ બનેલું આ વખતે કહીયે તો ચાલી શકે તેમ હતું! જાગૃત અવસ્થાની અંદર જે કાંઇ પ્રત્યેક વ્યક્તિએ જોયેલું હોય છે, અથવા જે જે સ્થળે તેણે ભ્રમણ કર્યું હોય છે, તે તથા જે કોઇ સ્થળોથી તે અજ્ઞાત હોય છે, તે પણ તે વખતે તેની નજરે તાદૃશ્ય થાય છે! પ્રેમ મૂર્તિઓનાં દર્શન થાય છે અને ક્ષણમાં તે અદૃશ્ય થઇ જાય છે! એવીજ રીતનો આ યુવતિઓનો

પણ શાન્તિ શૂન્ય વિશ્રામ હતો.

અંધકારની અંદર વારંવાર જેમ દીવાનો પ્રકાશ દષ્ટે પડે છે, તેમ કોઇ કોઇ વખત મનુષ્યના કંઠમાંથી વાણીનો પ્રવાહ નિકળતો વિલોકાય છે અને કોઈ વખત અટકી પણ જાય છે; તેવીજ રીતે આ કામિનીઓના મુખમાંથી સંબંધ વિનાની વાતોનું વર્ણન થતું. અસંભવિત વાતો ઉચ્ચારતી અને ટૂટક ટૂટક વાક્યો બહાર નીકળતાં; તેમજ મુખ ઉપર મૃદુ મૃદુ હાસ્ય દેખાવ આપતું હતું.

ઘોર તંદ્રાની અંદર કોઇ કોઇ વખત બન્ને યુવતિઓ એક દીર્ઘાકાર સુંદર ચહેરાવાળા માણસને, કે જેનાં ચક્ષુઓ કુટીલ દેખાતાં હતાં તથા જેની દષ્ટિ પ્રતિહીંસા લેવાના ઇરાદાથી પરિપૂર્ણ રીતે ભરેલી હતી, તેને જોવા લાગી. બન્ને યુવતિઓ એક સાથે એકમેકનો હાથ પકડી અંધકારની અંદર સીડી ઉપર ચઢતી જણાવા લાગી. તે માણસ નેત્રના ઈસારાથી બન્ને યુવતિઓને કહેતો હતો કે, મેં તમને ઘણા દિવસ પહેલાં જોઈ હતી. તમારા ભાઈએ તમને બહુજ નાનાં હતાં ત્યારે જોયાં હતાં; આજે તે તમને યુવાવસ્થામાં આવેલાં જુએ છે! તમારો વિવાહ થયેલો છે! તમારો વિવાહ થવાથી તમે મારી પત્ની થયાં છો!"

બન્ને યુવતિઓના મુખમાંથી એક સાથે એકજ સ્વરમાં પ્રશ્ન નિકળ્યો, "બિહારીલાલ અમારા ઉપર શા માટે ઇર્ષા રાખે છે? એને તમારે જણાવી દેવું યોગ્ય છે કે આમને કનડ નહિ. એ તમારો મિત્ર છે! તમે કહો છો કે બિહારીલાલ એથી ખુશી થશે! પરંતુ તે એક અદ્ભૂત જગો પર રહે છે! શા માટે તે ત્યાં રહે છે એ અમે જાણતાં નથી!"

"ચૂપ રહો! ચૂપ રહો! હું આ જગોએ છું એમ કોઇએ પણ જાણવું જોઇએ નહિ! તેને એક વખત હું જણાવીશ કે તમે

મને બહુજ પ્રિય છો! અત્યારે એ વાત હું શા માટે તેને કહું?"

બન્ને યુવતિઓએ એક સાથે જવાબ આપ્યો, "હા! અમે તમને બહુજ પ્રિય લાગીએ છીએ, તે અમે પણ જાણીએ છીએ."

ત્યાર પછી તેમણે તે સ્થળે કાંઇ પણ જોયું નહિ! પુનઃ તેમને તે સ્થળે ફક્ત અંધકારજ જણાવા લાગ્યું! ખાલી ઘરનું ખોખું દૃષ્ટે પડવા લાગ્યું. ઘરની અંદર એક મંદમંદ દિવાનો પ્રકાશ પડતો જણાવા લાગ્યો! બન્ને યુવતિઓ પોતે એકજ પુરૂષનું ગળું પકડી સૂઇ રહેલી હોય તેવું જણાયું. એક અતિ કૃષ, અર્ધો કંગાલ જેવો જણાતો પુરૂષ તેમની સન્મુખ આવી ઉભો રહ્યો. તે ભયંકર ગર્જના કરતો હોય તેવા સ્વરથી કહેવા લાગ્યો, "તમે કેમ મ્હારી બ્હેનની સાથે પ્રેમ કરી તેની સાથે વિવાહ કર્યો છે?"

વિવાહ કરનાર વરના મુખમાંથી ઉત્તર નિકળ્યો, "હા! મેં તેની સાથે વિવાહ કર્યો છે! જે બન્ને યુવતિઓને તમે ચાહના હતા તેઓ હવે મારી પોતાની થઇ છે! જે હું બોલ્યો હતો તે પ્રમાણે મેં સિદ્ધ કરી બતાવ્યું છે! જન્મ પર્યંતને માટે મેં એક માણસનું સઘળું સુખ રફેદફે કર્યું છે! તેના શરીર અને આત્મા બન્નેનો નાશ કર્યો છે! જે કામિનીને તમે સર્વ કરતાં અધિક સ્નેહની દૃષ્ટિથી નિહાળતા હતા, તેના જાતિ કુળનો નાશ કર્યો છે! એક જણીને મેં જીવન પર્યંતને માટે મારી બનાવી છે! તમે માનતા હતા કે તેને છૂપાવી રાખી છે એટલે હું તેને જોવા પામીશ નહિ, પરંતુ મેં તેને શોધી કહાડી છે. તેમ કરી તેને મારા તાબે લીધી છે. જ્યારથી તેણે મને પોતાનું યૌવન સમર્પણ કરેલું છે, ત્યારથી તે મારી પ્રાણેશ્વરી થઇ છે! હું જાણું કે, મેં તમારા ભાઇની સ્ત્રીનું હરણ કરેલું છે! તમારી આ દશા કરનાર હુંજ છું! પરંતુ જ્યારે તે સ્ત્રી મને ચાહે છે તે સમય પરત્વે તમને અને મને તે સ્ત્રી શોધી કહાડી શાન્તિ આપવાનો

પ્રયત્ન કરશે ! અત્યારે તો હું સારા માણસોના સમાજમાં ભળ્યો છું ! એ સ્ત્રી મારી સહધર્મીણી થઈ છે ! જ્યાં સુધી મૃત્યુ થશે નહિ ત્યાં સુધી અમારા બન્નેમાં અંતરાય પડશે નહિ ! ”

કંગાલ જણાતી મૂર્તિના મૂખમાંથી એક ભયંકર ચિત્કાર ધ્વનિ બહાર પડયો. જે ધ્વનિ સાંભળીને બન્ને યુવતિઓ તેની પાસેથી અત્યંત ભય પામીને કાંપતી કાંપતી દૂર નાશી ગઇ હતી. એક તિક્ષ્ણ ધારવાળું ખંજર ટેબલ ઉપર પ્રકાશી રહ્યું હતું. વિવાહીત થયેલા નવિન વરે એ ખંજર પોતાના હાથમાં લીધું, અને તે કંગાલ જેવી જણાતી મૂર્તિના હૃદયમાં ખૂંપાવી દીધું. લોહીની નદી વહેવા લાગી. બન્ને યુવતિઓએ એક સ્વરૂપે તે પડેલા ઘાની અંદરથી તે ખંજરને બહાર ખેંચી કહાડયું, અને એક વખત નિઃશ્વાસ મૂકી રૂદન કરતી કરતી ઘરની અંદરથી બહાર નીકળી ગઇ—સીડી ઉતરી નીચે આવી, અને તે અંધકારમય રાત્રિના સમયે રસ્તા ઉપર થઈ ચાલી ગઇ.

કાન્તિલાલે તે સંબંધમાં નિચે પ્રમાણે લખી રાખ્યું છેઃ—

“ રાત્રિના બાર વાગ્યા પછી બે ઘડી વ્યતિત થતાં મેં એક જણનો રડવાનો ધ્વનિ સાંભળ્યો. જે ઘરની અંદર બન્ને યુવતિઓએ શયન કર્યું હતું, તે ઘરની અંદર પ્રવેશ કરીને જોયું, તો તેઓ બંને એકમેકને વળગીને સૂઈ રહી હતી. તેમની નિદ્રા સુખમય સમજાતી નહોતી. ક્ષણે ક્ષણે તેઓના શરીરનાં કેટલાંક અંગોનું હલન ચલન થતું હતું. બન્નેનાં મૂખ પાંડુવર્ણું બનેલાં હતાં. તે ઉપરથી એમ સમજાતું હતું કે તેમના મનમાં કોઇપણ પ્રકારનો ભય ઉત્પન્ન થયેલો હોવો જોઇએ ! એ પ્રમાણે મારા જોવામાં આવતું હતું. પ્રથમ જે વખતે તેઓ સુઇ ગયેલી હતી તે વખતે એકમેકનો હાથ પકડીને સૂતી હતી, પરંતુ આ વખતે તેઓના હાથ પ્રથમ પ્રમાણે હતા નહિ ! મેં તેઓનાં મૂખ પ્રથમ જોયેલાં હતાં, તે કરતાં આ વખતે બહુજ પરિવર્તન થઇ

ગયેલું છે ! તેઓ આ વખતે નિશ્ચિતપણે નિદ્રા લે છે ! તેમના હાથની મુઠીઓ વળી ગયેલી છે ! મને લાગે છે કે તેઓ નઠારાં સ્વપ્નોના દેખાવથી ભય પામેલીઓ છે ! આનંદ પામવા જેવું છે કે તેમના સ્વપ્નનો ભંગ થયો છે–અત્યારે તેઓ સ્વપ્નમય જણાતી નથી ! ”



## પ્રકરણ ૨૦ મું.



## પોલિસનો પરાજય.



બીજે દિવસે આઠ વાગ્યાના સમયે પાસેના ઘરની અંદર માણસોનો પગરવ સંભળાવાથી કાન્તિલાલ પોતાની શય્યાનો પરિત્યાગ કરી ઉઠયો. રાત્રે તેને બરાબર નિદ્રા આવેલી નહોતી. તેણે પોતાની પથારીમાંથી ઉભા થઈ તરતજ શિતળ જળથી મુખ માર્જનાદિ કર્યું. તે મુખ ધોતો હતો તે સમયે તેના સુવાના ઓરડાના દ્વાર ઉપર કોઈએ આવી આઘાત કર્યો ! ધીમે ધીમે બારણું તેણે ઉઘાડયું ! જોયું તો કુમારી કમલાદેવિ તેના સ્હામે ઉભેલી જણાઇ !

આ વખતે કુમારી મનોરમા અચેતન અવસ્થામાં તે સોફા ઉપરજ પડેલી હતી ! કુમારી કમળાદેવીએ કાન્તિલાલના સુવાના ઓરડામાં પ્રવેશ કરી બારણાં બંધ કરતાં કહ્યું, “ કાન્તિલાલ ! તમારા ઘરની આજુબાજુ પોલિસનાં માણસોએ ઘેરો ઘાલેલો હોય એમ મને સમજાય છે. ”

વિસ્મયતા પ્રકાશ કરતાં કાન્તિલાલે પ્રશ્ન કર્યો, “ ઘેરો ! ? ”

કુમારી કમળાદેવીએ ઉત્તર આપ્યો, “ હા ! પોલિસના માણસે ઘરને ચારે બાજુએથી ઘેરી લીધું છે ! વહેલાં સાત વાગ્યા તે વખત ઘરની બહાર બહુ માણસોના પગનો પગરવ અને તેમના બોલવાનો

ધ્વનિ સાંભળવામાં આવ્યો હતો. મેં બારી જરા ઉઘાડીને જોયું તે વખતે બહુ માણસો મારા જોવામાં આવ્યાં છે. એક અમલદાર પણ તેમની સાથે છે! મેં તેમને જોયા છે, પરંતુ તેઓ મને બિલકુલ જોઇ શકયા નથી. અત્યારે પણ તેઓ ત્યાં આગળજ ઉભેલા છે! મને લાગે છે કે કુમારી મનોરમાને પકડવાને માટે તેઓ આવેલા છે! પેલા ખૂનના સંબંધમાં તેમને કાંઇ પણ ખબર મળેલી હોવાથી તેઓ તેને પકડવા આવ્યા હશે એમ જણાય છે! શું ઉપાય કરવો? કુમારી મનોરમાને કાને એ વાત આવતાંજ તે ભય પામશે! અને મૂર્છિત અગર તો નિર્બળ બની જશે! વખતે પોલિસ તેને પકડશે, તો તે જરૂર મરી પણ જશે! શું ઉપાય કરીશું?"

"હું શું ઉપાય કરૂં? તમે સ્ત્રી માણસ છો! સ્ત્રીઓની બુદ્ધિ આવા સમયે અધિક કામ કરે છે! તમે કોઇ પણ ઉપાય શોધી કાઢો! તમે કહેશો તે પ્રમાણે કરવા હું તૈયાર છું!"

કેટલીક વાર વિચાર કરી કુમારી કમળાદેવિએ કહ્યું, "હાં! તમારી વૃદ્ધા દાસી ઉપર તમારો દૃઢ વિશ્વાસ છે? જો વિશ્વાસ હોય તો મનોરમાને જગાડીને ઘરની અંદર મોકલી દઇએ! તે ઘરની અંદર તેનાજ બિછાનામાં કુમારી મનોરમાને સુવાડી છૂપાવી દઇએ!"

કાન્તિલાલે કહ્યું, "કુમારી મનોરમા અત્યારે ઉંઘમાં છે! તેને નિચે લઈ જવાનું કરીશું તો તે જાગી ઉઠશે!"

કુમારી કમળાદેવિએ ખૂલાસો કર્યો, "ના! તે જાગશે નહિ! મારી પાસે કલોરોફોર્મ છે! તે અરક એક રૂમાલપર છાંટી રૂમાલ તેના મુખ ઉપર ઢાંકી દેવાથી બહુ વખત પર્યંત તો તે બેભાન અવસ્થામાં રહેશે! જેથી આપણે તેને સરળતાથી નીચે લઇ જઇ શકીશું! હવે વાર કરવા જેવું નથી; જો વાર કરવામાં આવશે તો નીચેના માણસો ઉપર આવી ચડશે!" એ પ્રમાણે કહી ચતુર કુમારી કમ-

ળાદેવિએ પોતાના ખીસ્સામાંથી એક ક્લોરોફોર્મના અર્કની શીશી બહાર કહાડી બતાવી અને કહેવા લાગી, " કુમારી મનોરમાને આ ઘરમાંથી બહાર કાઢી લેવી એજ ઠીક છે ! ત્યાર પછી જે કાંઇ કરવાનું છે, તે હું કરીશ ! "

" વારૂ ! એતો ઠીક ! પરંતુ તમારા પોતાને માટે તમે શું વિચાર કર્યો છે ? તેઓ તમને અહિયાં જોશે તેનું કેમ ? "

પૃથ્વી પર પગ પછાડતાં તેણે જરા તેજ અવાજથી જવાબ આપ્યો, " મને જોઇને તેઓ શું કરવાના છે ? ત્યારની વાત ત્યારે છે ! પેહેલું તો જે કરવાનું છે તેજ કરો. ત્યાર પછી બીજુ કામ ! તમારા ઉપર ઉપકાર કરવાને માટે અને કુમારી મનોરમાને બચાવવાની ખાતર મેં મારી ફીકરને બાજુએ રાખી છે ! મારા હૃદયની અંદર જે વૈરબળ બળવાન બનેલું છે, તેને સિદ્ધ કરવાને માટેજ હું આ ઉપાય હાથમાં લઉં છું ! "

કુમારી મનોરમા જે ઓરડાની અંદર સૂતેલી હતી, તે ઓરડાની અંદર કુમારી કમળાદેવિ ચાલી ગઇ. વૃદ્ધા દાસીને જગાડવાને માટે કાન્તિલાલ નીચે ઉતર્યો. જતા પહેલાં તેણે પોતાના સૂવાના ઓરડાને ચાવી મારી બંધ કર્યો.

વૃદ્ધા દાસી કાન્તિલાલના આવતા પહેલાંજ જાગૃત થયેલી હતી. કાન્તિલાલને આવેલો જોઈ તે સભયપણે કહેવા લાગી, " કાન્તિલાલ ! પોલિસનાં માણુસો આટલાં બધાં વહેલાં સવારમાં કેમ આવીને ઉભાં રહ્યાં છે ? હું તમારી પાસે પાંચ વર્ષથી રહું છું અને તમે અહિયા–"

તેની વાત આગળ નહિ સાંભળતાં કાન્તિલાલે તેને કહ્યું, " એ સઘળી વાત સાંભળવાનો સમય નથી ! પોલિસનાં માણુસો શામાટે અહિયાં આવ્યાં છે તે હું જાણું છું ! એક રમણિને તમારા સૂવાના ઓરડામાં લાવીને રાખવાની છે ! એ અહિયાં હશે, એટલે તેઓ જેને માટે આવ્યા

છે તેને જોવા પામશે નહિ ! તે ક્યાં આગળ છે? એમ કદાપિ પોલિસ પૂછે તો, તમારે કાંઇ પણ કહેવાનું નથી ! ખબરદાર કાંઇ પણ તેમને જણાવવાનું નથી ! લ્યો ! આ તમારા તે કામનો બદલો !"

એ પ્રમાણે કહી કાન્તિલાલે વૃદ્ધ દાસીના હાથમાં એક સો રૂપીયાની નોટ મૂકી. કાંઈ પણ આનાકાની નહિ કરતાં દાસી કાન્તિલાલના કહેવા મુજબ કરવાને તૈયાર થઇ. તરતજ કાન્તિલાલ ઉપરની બાજુએ ગયો. કુમારી કમળાદેવિ તે વખતે કુમારી મનોરમાના મુખ ઉપર કલોરોફોર્મથી ભીંજવેલો રૂમાલ ઢાંકી સોફાની એક બાજુ પર ઉભી રહેલી હતી. કાન્તિલાલને જોઇ તેણે ત્વરીત સ્વરે કહ્યું, "આને જલદીથી હવે નીચે લઇ જાઓ ! એને નીચે સૂવાડી તેની ઉપર એક ચાદર ઢાંકી ઉપર ચાલ્યા આવજો ! એ જાગશે એવી બીક રાખવાની કાંઇ પણ જરૂર નથી ! દાસીને કહેજો કે ખડકીનો મોહોટો દરવાજો ખૂલ્લો મૂકી દે"

નિદ્રીત અવસ્થામાં પડેલી સુંદર સુંદરી મનોરમાના મુખ ઉપર એક ચુંબન લઇ કાન્તિલાલ તેને પોતાની કેડ ઉપર ઉંચકી નીચેના ઘરની અંદર લઇ ગયો. દાસીના બિછાનામાં તેને સૂવાડી તેના ઉપર એક ચાદર ઢાંકી દઇ ફરીથી ઉપરની બાજુએ આવ્યો. પછી કુમારી કમળાદેવિને પૂછવા લાગ્યો, "કહો ! હવે આપણે બીજું કાંઈ કરવાનું છે ?"

કુમારી મનોરમાનું ઓઢવાનું વસ્ત્ર, શાલ વિગેરે કપડાં એકત્ર કરી કમળાદેવિએ કાન્તિલાલના હાથમાં આપતાં કહ્યું, "આને છૂપાવી દો !" કાન્તિલાલે કમળાદેવિના કહેવા મુંજબ તે પ્રમાણે કર્યું. ત્યાર પછી પૂનઃ કાન્તિલાલ કમળાદેવિ પાસે આવી બેઠો. કમળાદેવિએ તેને કહ્યું, "પોલિસનાં માણસો કુમારી મનોરમાને શોધવા માટે આવ્યાં છે. તેઓને એમ બાતમી મળેલી છે કે, તે અહિયાં છે; પરંતુ જ્યાં

સુધી ખડકીનો દરવાજો ખુલ્લો મૂકવામાં આવેલો નથી ત્યાં સુધી તેઓ તેને પકડવા માટે કાંઇ પણ ઉપાય કરી શકતાં નથી! ખરી રીતે જોતાં કોણે ખૂન કરેલું છે તે હું જાણું છુ! હાથમાં લોહીથી રંગાયલું ખંજર લઇ દોડતી એક રમણિને તમે જોઈ હતી, એટલુંજ ફક્ત તમે એકલા જાણો છો! પરંતુ તમારા કરતાં તે સંબંધમાં હું વધારે જાણું છું! તમે અત્યાર સુધી એમ ધારતા આવ્યા છો અને અત્યારે પણ એમ ધારતા હશો કે, કુમારી મનોરમાએજ તે રાત્રે મનમોહનદાસનું ખૂન કરેલું છે; તે તેનો સ્વામિ હોવો જોઇએ! પરંતુ હું ખરી ખાત્રીથી જાણી શકી છું કે તે માણુસ તેનો સ્વામિ નહોતો."

બહુજ આશ્ચર્ય પામતાં કાન્તિલાલે પૂછ્યું:—"જો એ એનો સ્વામી નહોતો તો પછી તે શા માટે તે ઘરમાં ગએલી હશે? તે વખતે જે બીજો માણુસ તેની સાથે ત્યાં આગળ હાજર હતો, તે તેનો ઉપપતિ હતો કે બીજો કોઇ?"

"ના! ઉપપતિ નહોતો, એનો સ્વામિ તો બીજોજ માણુસ છે!"

પોતાના મનમાં દુઃખી થતો કાન્તિલાલ વિચારવા લાગ્યો, "ત્હેનો સ્વામિ! ત્હેનો સ્વામિ શું હજી જીવતો છે? ત્યારે તો મારી સઘળી આશા અને ભરૂસો રાખવો નકામો છે!" કેટલાક વખત પર્યંત વિચાર કરી તેણે કમળાદેવિને પૂછ્યું, "જો બીજો માણુસજ તેનો સ્વામિ છે તો પછી જે માણુસનું ખૂન થયેલું છે, તે તેનો શો સગો થતો હતો?"

કુમારી કમળાદેવીએ જણાવ્યું, "એ તો તેનો ભાઇ હતો! એ માણુસનો મારા ઉપર બહુજ પ્રેમ હતો. તેને મેં પણ તમારી સાથે વિવાહ કરીશ એવું કહેલું હતું; પરંતુ છેવટે જે માણુસે મારા સર્વસ્વનો નાશ કરેલો છે, તેના ફંદામાં ફસાઇ મેં તે પ્રણયપાત્રનો

પરિત્યાગ કરેલો છે!" એ પ્રમાણે કહી તે પોતાનો હાથ ઉંચો કરી કહેવા લાગી, "પરમેશ્વર તેનો બદલો તેને આપશે!"

કાન્તિલાલે તે વાતપર કાંઇ પણ પોતાનો વિચાર જણાવ્યો નહિ. કુમારી કમળાદેવિ આગળ બોલવા લાગી, "તે રાત્રિએ જે જે કાંઇ બનેલું છે, તે સઘળું મારા જાણવામાં આવેલું છે! જેને તમે કુમારી મનોરમાના નામથી અદ્યાપિ પર્યંત ઓળખો છો તેનું ખરૂં નામ કુમારી મનોરમા નહિ કિન્તુ કુમારી વસન્તકુમારી છે! બિહારીલાલ બસુ તેનો એક વખત પ્રિતિપાત્ર બનેલો સ્વામિ થાય છે! ગઇ રાત્રે મેં અને કુમારી વસન્તકુમારીએ એકમેકની અડોઅડ સૂઈ રહી સાથે નિદ્રા લીધી છે તે તમે જોયું છે! અડોઅડ સાથે સૂઇ રહેવાથી એક જણને જે સ્વપ્ન આવે છે, તેજ બીજા સાથે સૂઈ રહેનારને આવે છે! કુમારી વસન્તકુમારીએ તન્દ્રાની અંદર અનેક વાતો કહેલી છે: તેના સ્વપ્નની વાતો સાંભળી મેં ખૂનની રાત્રીએ શું શું હકીકત બની હતી તે સઘળી જાણી લીધી છે!"

આ પ્રમાણે વાત ચાલતી હતી એટલામાં બારણા ઉપર કોઇએ ટકોર કર્યો. પોલિસનાં માણસો આવ્યાં છે, એમ કમળાદેવિ સમજી ગઈ. તરતજ કુમારી કમળાદેવિ કાન્તિલાલના સૂવાના ઓરડાની અંદર ચાલી ગઇ, અને તેનાં દ્વાર અંદરથી બંધ કરી દીધાં. કાન્તિલાલે દીવાનખાનાનાં દ્વાર ખૂલ્લાં કર્યાં, અને અંદર પેસવાના દ્વારની વચ્ચેજ ઉભો રહ્યો. અનેક માણસો એક પછી એક એમ આવતા દેખાયા. તેમાંના એક માણસને કાન્તિલાલે ઓળખ્યો. તે રાજમેહેલ રોડ ઉપર નંબર ૨૨ ના ઘરમાં નીચેની બાજુએ રહેનારો એક ભાડવાત હતો. શકવાળા માણસને ઓળખાવવાને માટે છૂપી પોલીસના માણસો તેને સાથે લાવેલા હતા.

સામે આવી ઉભેલા માણસને સંબોધીને કાન્તિલાલે પૂછ્યું,

" શા માટે તમે વગર પરવાનગીએ કાંઇ પણ અધિકાર સિવાય અમારા ઘરમાં પ્રવેશ કર્યો છે ? "

આગળ ઉભેલા માણસે ઉત્તર આપ્યો, " નં. ૨૨ વાળા ઘરની અંદર જે ખૂન થયેલુ છે, તે ખૂનની અંદર મદદ કરનાર માણસને પકડવાને માટે અમે અહિયાં આવ્યા છીયે ! શકદાર એક સ્ત્રી વ્યક્તિ છે. ગઇ કાલ સંધ્યાકાળના સમયે એ સ્ત્રી આ ઘરની અંદર પેઠેલી છે. તેને અમારા એક છૂપી પોલીસના માણસે અહિઆં પ્રવેશ કરતાં જોયેલી છે. તે સ્ત્રીના નામ ઉપર પકડવાનું વારંટ મળેલું છે. કેટલાક દિવસથી શક ઉત્પન્ન થવાથી અમે તમારો પીછો લીધેલો હતો; આખરે અમારા જાણવામાં આવ્યું છે કે, તમે તે કામમાં સામેલ નથી ! પરંતુ તે સ્ત્રીના સંબંધમાં અમને પાકી બાતમી મળી છે; અમે તેની શોધમાં છીયે. અમને બાતમીદાર તરફથી પકી બાતમી આપવામાં આવી છે કે તે સ્ત્રી તમારા ઘરમાંજ છે ! "

કાન્તિલાલે જવાબ આપ્યો, " એવી જાતની કોઇ પણ સ્ત્રી મારા ઘરમાં નથી ! કોઇ પણ ગુન્હેગાર માણસને હું આશ્રય આપું તેમ નથી ! "

પોલિસનો માણસ કાન્તિલાલનું કહેવું સાંભળી હસવા લાગ્યો. તેની વાત સાંભળી તેને આનંદ ઉપજ્યો. તે પોતાની આગળ ઉભેલા કાન્તિલાલને કહેવા લાગ્યો, " મને લાગે છે કે, તમે તે સ્ત્રીને બહાર પાડવા માટે ઇચ્છા રાખતા નથી. અનેક ઠેકાણે અમે જોયું છે કે, આ પ્રમાણે ઘણા માણસો ખોટી વાત જાહેર કરે છે; પરંતુ તેમની એવી વાતો અમે સાંભળતા નથી ! અમારે તમારા ઘરની ચોક્કસ તપાસ કરવાની છે અને તે સ્ત્રીને અમારા કબજામાં લેવાની છે ! તેને અમે શોધી કાઢી કબજે લીધા સિવાય રહેનાર નથી ! "

કિંચિત્ રૂક્ષસ્વરે કાન્તિલાલે જણાવ્યું, " મારા ઘરની ઝડતી ?

બહુજ શરમ ભરેલી વાત છે! તમે આજે મારા ઘરની ઝડતી લેવાનું કરશે પરંતુ કાલે સવારમાંજ શહેરનાં સઘળાં જાહેર પત્રોમાં એ વાત પ્રગટ થશે અને નાહક હું લોકાની નિંદાનું પાત્ર થઈ પડીશ!"

છૂપી પોલિસના અમલદારે કાન્તિલાલના કહેવા ઉપર કાંઈજ ધ્યાન આપ્યું નહિ! કાન્તિલાલને બારણા વચ્ચેથી બળપૂર્વક ખસેડી તેણે અંદર પ્રવેશ કર્યો. બીજા ત્રણ ચાર માણસો પણ તેની પાછળ પાછળ અંદર પેઠા. દ્વારની બહાર બીજા કેટલાક માણસો તપાસ રાખવા માટે ઉભા રહ્યા.

જે માણસ પહેલાં અંદર પેઠા હતા તેમણે ઘરની અંદર ચારે તરફ ફરીને તપાસ કરી પણ કાઇ ત્યાં જોવામાં આવ્યું નહિ. સૂવાના ઓરડાનાં બારણાં ખખડાવી તે ઉઘાડવા હાંક મારી. બારણું ઉઘડતાંજ એક છૂટા કેશવાળી રમણિ તેમના જોવામાં આવી.

કુમારી કમળાદેવિ તુર્તજ પોતાના કેશ છૂટા મૂકી એક આયનાની અંદર પોતાનું મુખ જોતી બેઠી હતી; નિર્નિમેષ નેત્રે તે પોતાના પ્રતિબિંબને આયનાની અંદર જોઇ રહી હતી. લાંબા લાંબા માથાના વાળમાંથી કેટલાક પીઠ પ્રદેશ ઉપર, કેટલાક લલાટ ઉપર, અને કેટલાક બન્ને ખભાઓ ઉપર ઝૂલતા પડયા હતા. કાન્તિલાલ તરતજ તેની પાસે અંદરની બાજુએ ગયો. પોલિસના માણસો જરા દૂર ઉભા રહ્યા.

કમળાદેવિ મુખ ઉંચું કરી સહસા ઉઠીને આગળ આવી. તે પોતાના કપોલ પ્રદેશપર વિખરાયલા વાળને સરખા કરતાં ઉગ્રપણે કહેવા લાગી, "કાન્તિલાલ! શા માટે આવું દુરાત્મન વર્તન કરો છો?"

કાન્તિલાલ તેના કહેવાનો કાંઇપણ મર્મ સમજી શકયો નહિ. જેમ નાટકનો ખેલ ભજવનારી નાયિકા રંગભૂમિ ઉપર ફરતાં અભિનય કરે છે, અને તેના તે અભિનયના અર્થને કોઈપણ મનુષ્ય સમજી

શકતો નથી, તેવી રીતે કમળાદેવિના અભિનયો અને તેનું અવર્ણનિય સુંદર સ્વરૂપ જોઇ છૂપી પોલિસનો સરદાર પણ આશ્ચર્યચકિત્ બન્યો. તે જે કાર્ય કરવા માટે આવેલો હતો, તે તે ભૂલી ગયો હોય તેવો દેખાવા લાગ્યો. તે કાન્તિલાલના તરફ જોઇ મ્લાનવદને કહેવા લાગ્યો, "મહાશય ! ક્ષમા કરો ! હું બહુજ દિલગીર છું !"

નંબર ૨૨ વાળા ઘરની અંદર રહેનાર ભાડુત જે તે સ્ત્રીને ઓળખાવવા માટે આવેલો હતો તેણે છૂપી પોલિસના અમલદારને વિનંતિ પૂર્વક કહ્યું, "સાહેબ ! મારી ભૂલ થઇ છે ! આ બાઈ એ સ્ત્રી નથી !" આ પ્રમાણે સાંભળવાથી છૂપી પોલિસના અમલદારે કુમારી કમળાદેવિને નમ્રસ્વરે જણાવ્યું, "આપ અમને ક્ષમા કરજો ! આમાં અમારી ગમે તે રીતે ભૂલ થયેલી છે ! તે મેં—"

કુમારી કમળાદેવિએ હસતાં હસતાં તેને આગળ બોલતો અટકાવી મશ્કરીમાં કહ્યું, "એ પ્રમાણેની સ્તુતિ સાંભળવાની મારી ઇચ્છા નથી ! તમે શા માટે આવ્યા છો ? તમારી શું ઇચ્છા છે ? તમે કોને શોધો છો તે હું બિલકુલ સમજી શકતી નથી." એ પ્રમાણે કહી તેણે કાન્તિલાલને કહ્યું, "દ્વાર બંધ કરી દ્યો !"

આવેલા માણસોને બહાર કાઢી કાન્તિલાલે બારણું બંધ કરી દીધાં. એટલામાં પેલા ભાડુત માણસના મનમાં એક નવી બુદ્ધિ સૂઝી આવી. તેણે છૂપી પોલિસના અમલદારને કહ્યું, "ગમે તેમ હો, પરંતુ તે આસામી આ ઘરની અંદરજ છે ! આ ઠેકાણે બે સ્ત્રીઓ હતી, માટે બહુજ બારિકાઈથી તપાસ કરો. હું સોગનપૂર્વક કહું છું કે કાલે સંધ્યાકાળના સમયે જે સ્ત્રીને મેં જોયેલી હતી, તેજ સ્ત્રી આ છે !"

ડીટેકટીવના મનમાં નવિન આશાનો સંચાર થયો. તેણે પુનઃ બારિકાઈથી તપાસ ચલાવી; પરંતુ જેની જરૂર હતી તે સ્ત્રી મળી

આવી નહિ. મનુની આશા મનમાંજ રહી ગઇ. તેઓ સઘળા સૂત્રાનો ઓરડો છોડીને બહારની બાજુએ આવ્યા. કાન્તિલાલ પણ તેમની સાથે બહાર આવી ઉભો રહ્યો. જ્યાં સુધી તેઓ તપાસ કરતા હતા ત્યાં સુધી કુમારી કમળાદેવિ મંદ મંદ હાસ્ય કર્યા કરતી હતી !

કાન્તિલાલે પોલિસના અમલદારને કહ્યું, "તમે પોલિસના માણુસોએ વિના કારણુ અમારા બન્ને ઉપર વહેમ લાવી અમને ખાલી હેરાન કર્યા છે ! એક સદ્‌ગૃહસ્થ આબરૂદાર કુમારીની સન્મુખ આવી અપમાન કર્યું છે ! બલજોરીપૂર્વક મારા ઘરમાં પ્રવેશ કરી તપાસ ચલાવી ઝડતી લીધી છે ! તે સઘળી હકીકત જો જાહેર પત્રદ્વારા બહાર આવે, તો તેથી મારી આબરૂને બહુજ હાનિ પહોંચે તેમ છે. લોકો મારા તરફ તિરસ્કારની નજરે જુએ તેવો સંભવ છે ! માટે તમે સઘળા અમારા રૂબરૂ સોગન લ્યો કે, આ હકીકત કોઇપણુ રીતે અમે જાહેરમાં મૂકીશું નહિ !"

ડીટેકટીવના મુખ્ય અમલદારે સોગન લેતાં જણુાવ્યું, "અમે જાહેર પત્રોના ખબરપત્રીઓને આ સંબંધમાં કાંઇપણુ હકીકત જણુાવીશું નહિ ! આપ નિશ્ચિંત રહેજો." જે માણુસ તહોમતદાર આસામીને ઓળખાવવા આવેલો હતો તે વારંવાર કહેવા લાગ્યો, "હું બહુજ દિલગીર છું !"

તેમની સાથે વધુ વાત નહિ કરતાં તે સઘળાને કાન્તિલાલે તરતજ પોતાના ઘરમાંથી બહાર કહાડયા. સર્વની પાછળ જે માણુસ બહાર નિકળ્યો તેને કાન્તિલાલે કહ્યું, "રસ્તામાં જો કોઈ ખાલી ગાડી જોવામાં આવે તો અહિયાં મોકલી આપજો !"

બધા માણુસો ચાલ્યા ગયા. ઘરનાં બારણુાં બંધ કરવામાં આવ્યાં. એક બારીનું બારણું ખુલ્લું કરી કાન્તિલાલે બહારની બાજુએ નજર કરી તો જણુાયું કે સઘળાં માણુસો ચાલ્યાં ગયાં છે, પરંતુ એક

માણુસ ખડકીના દરવાજાની બહાર ઉભો રહી, પહેરો ભરે છે ! તે માણુસ કુમારી કમળાદેવિને જોવા પામ્યો નહોતો !"

કાન્તિલાલે વિચાર કર્યો કે, "ગાડી મોકલવાને કહેલું છે, ગાડી આવતાંજ કુમારી મનોરમાને ગાડીમાં બેસાડી બીજે ઠેકાણે મોકલી આપવી જોઇએ ! પરંતુ કયાં મોકલવી ?" તરતજ તેણે કુમારી કમળાદેવિને પોતાની પાસે બોલાવી ! કુમારી કમળાદેવિ કાન્તિલાલનો શબ્દ સાંભળતાંજ સૂવાના ઓરડાની અંદરથી બહાર આવી. આ વખતે પહેલાંની માફક તેની કેશરાશી છૂટી નહોતી. તેણે માથાના વાળનો અંબોડો વાળેલો હતો; તેનું મુખમંડળ દેદીપ્યમાન દેખાતું હતું, તેનાં નેત્રો ઉજ્વળ જણાતાં હતાં અને મુખપર મંદ મંદ હાસ્ય સ્ફૂરી નિકળતું હતું.

કુમારી કમળાદેવીએ કાન્તિલાલને પૂછ્યું, "કેમ તે લોકો ચાલ્યા ગયાને ?"

"હા ! બધા ચાલ્યા ગયા છે, કિન્તુ એક માણુસ ખડકીમાં પેસવાના મુખ્ય દરવાજા આગળ બહારની બાજુએ પહેરો રાખતો ઉભેલો છે ! મેં એક ભાડાની ગાડી આણવાને માટે કહેવરાવેલું છે. મારો વિચાર છે કે મનોરમાને અહિયાંથી વિદાય કરી દઇએ !"

"અવશ્ય ! એને અહિંયાંથી જલદી વિદાય કરવી જોઇએ !"

"કયાં મોકલી આપીશું ?"

"તમારાં અંગત માણસો આ શહેરમાં કોઇ છે કે નહિ ?"

"હા ! મારી એક બહેન છે !"

"ત્યારે ત્યાંજ મોકલાવી આપો ! એની સાથે એક માર્મિક શબ્દોમાં પત્ર લખી આપો કે તમે આની સાથે વિવાહ કરવાના છો ! એના પ્રતિ—"

વ્યાકુળ કંઠે કાન્તિલાલે જવાબ આપ્યો, પરંતુ એ વાત તો

હવે ક્યાં રહી છે ? મનોરમાનો સ્વામિ હયાત છે ને ?"

ક્રોધથી હાથ ઉઠાવી કમળાદેવિ કહેવા લાગી, "વિધિ કોઈ કોઈ સમયે સધવા કામિનીઓને પણ સ્વાધિન કરી શકે છે !"

કાન્તિલાલે અતિશય ચાલાકીપૂર્વક કમળાદેવિનો હાથ પકડી લીધો. તેણે તેને કહ્યું, "શું તમે બિહારીલાલ બસુને યમ જેવો જાણો છો ? શું તમે તેનું ખૂન કરવાનો ઇરાદો રાખ્યો છે ? તેમ ન કરશો ! ન કરશો ! તમે મારી સાથે કબૂલ થાઓ કે હું તેનું પોતાના સ્વહસ્તે ખૂન નહિ કરૂં ! જો તેમ નહિ કબૂલ કરો તો પછી મારે તેને તે ખૂની માણસ હોવા છતાં પણ જણાવવું પડશે કે તું સાવધાન રહેજે !"

કુમારી કમળાદેવિએ જવાબ આપ્યો, "હું તેને મારીશ નહિ ! પરંતુ જલ્લાદોને હાથે તેનો પ્રાણ જશે ! ફાંસીને લાકડે લટકતાં તેનું જીવન ધૂળ મળશે !"

"તમે પ્રતિજ્ઞા કરો છો ?"

"ભલે ! તમે પ્રતિજ્ઞા કરવાનું કહેતા હો તો પ્રતિજ્ઞા કરીશ; પરંતુ મારી પ્રતિજ્ઞામાં પછે મને કોઇ અટકાવી શકશે નહિ ! તોપણ હું તમને જણાવું છું કે હું તેને મારીશ નહિ ! જો તેને મારે પોતાને હાથેજ મારવાની ઈચ્છા હોત તો તે રાત્રે એ દુષ્ટ અહિયાં આવેલો હતો, તેજ વખતે હું તેને મારી નાંખતે !"

એ પ્રમાણે વાત કરતાં કરતાં કમળાદેવિએ પોતાના ખીસ્સામાંથી એક પિસ્તોલ બહાર કહાડી બાળકોની રમત માફક પોતાના હાથમાં આમ તેમ ફેરવવા માંડી. તે જોઇ કાન્તિલાલે તેને પૂછ્યું, "તમે શા માટે આ પિસ્તોલ તમારી પાસે રાખો છો ?"

"શા માટે રાખું છું તે હું જાણતી નથી ! તે મેં મારા પોતાના માટે રાખેલી છે ! મારા પ્રાણની માફક હું એને સંભાળી રાખું છું ! જ્યારે કોઇ પણ રીતે મારો ઉપાય નહિ ચાલે, અને હું

નિરાશ થઈ પડીશ, ત્યારેજ આ અસ્ત્રનો ઉપયોગ થશે! જુઓ! ગાડી આવી છે! વિલંબ નહિ કરતાં મનોરમાને એકદમ વિદાય કરી દ્યો.!"

કાન્તિલાલ તરતજ નીચો ચાલ્યો ગયો, અને દાસીના ઓરડાની અંદર પેઠો. મનોરમા આ વખતે પણ અચેતન અવસ્થામાં હતી. તેને કાન્તિલાલ પોતાની કમર પર બેસાડી ઉપર લઇ આવ્યો, અને પ્રથમ પ્રમાણે સોફા ઉપર સૂવાડી. કુમારી કમળાદેવિ તેને ભાનમાં લાવવાને માટે પ્રયત્ન કરવા લાગી. કાન્તિલાલ પોતાના સૂવાના ઓરડામાં ગયો; કારણ કે તેના મનમાં એક પ્રકારની પ્રબળ ચિંતા ઉત્પન્ન થઈ. તેના મનમાં પ્રશ્ન ઉત્પન્ન થયો કે, મનોરમા મારી બ્હેનની પાસે જવાનું કબૂલ કરશે કે કેમ ? મારી બ્હેન તેને પોતાને ત્યાં રાખશે કે કેમ ? હું એ સંબંધમાં બ્હેનને પત્ર લખું કે કેમ ? પરંતુ તે સિવાય અન્ય ઉપાય નથી. એ પ્રમાણે નક્કી કરી તે પત્ર લખવા બેઠો. તેણે પોતાની બ્હેનને નિચે પ્રમાણે હકીકત લખી:—

"પ્રિય ભગિની !

કુમારી પ્રિયમતિના સંબંધમાં મેં તમને જે કાંઇ હકીકત જણાવેલી હતી, તેને મન ઉપરથી વિસારી દેજો ! એજ કુમારીને પાછી આ વખતે તમારી પાસે મોકલું છું ! એને જોઇને તમે આશ્ચર્યચકિત બનશો નહિ ! તેને આપણા ઘરની અંદર રહેવાનું સ્થાન આપશો ! આજે ગમે તે સમયે હું આવી તમને સઘળી હકીકત રૂબરૂમાં સમજાવીશ ! પત્રમાં વધુ હકીકત જણાવવી યોગ્ય નહિ હોવાથી જણાવી નથી ! આ કુમારીકા મને મારા પ્રાણ કરતાં પણ અધિક પ્રિય થઈ પડેલી છે !

તમારો ભ્રાતા,
કાન્તિલાલ."

પત્ર લખી તૈયાર કર્યો એટલામાં તેણે દિવાનખાનાની અંદર બન્ને જણને વાતો કરતાં સાંભળ્યાં. પત્ર હાથમાં લઇને કાન્તિલાલ દિવાનખાનાની અંદર આવ્યો. આ વખતે કુમારી મનોરમાને બહુજ સારી રીતે ચૈતન્ય આવેલું હતું. કાન્તિલાલ તેની બાજુએ બેસી તેનો હાથ પોતાના હાથમાં લઈ પોતાના મનની વાત કહેવા લાગ્યો.

કુમારી મનોરમા તે સાંભળી એકાએક અકળાઈ ગઈ અને બોલી, "હું ત્યાં જઇશ નહિ! હું કેવી રીતે ચાલી આવી છું, તે તમે જાણો છો! તમે પોતેજ મને તે ઠેકાણેથી કહાડી મુકી છે! તે ઠેકાણે હું પાછી જઇશ નહિ, તેમ તેઓ મને રાખશે પણ નહિ!"

કાન્તિલાલે તેને શાન્ત કરતાં કહ્યું, "તમારે જવુંજ પડશે! ગુહ્ય પરિચય ગમે તેવો હોય, પરંતુ તમે મને ચાહો છો એટલે તમારે ત્યાં જવુંજ પડશે! મારી બ્હેન બહુજ દયાળુ છે! તે તમને બહુજ સંભાળભરી રીતે પોતાને ત્યાં રાખશે! તેના નામ ઉપર મેં એક પત્ર લખેલો છે તે તમારી સાથે લેતાં જાઓ. મારો પત્ર તેમને આપજો!" એ પ્રમાણે કહી કાન્તિલાલે પત્ર તેના ખોળામાં નાંખ્યો અને કહેવા લાગ્યો, "પ્રાતઃકાળે જે કાંઇ બનાવ બન્યો હતો, તે તમે કુમારી કમળાદેવિના મુખથી સાંભળ્યો છે એટલે હવે તમારે તે ઠેકાણે જઈ રહેવા સિવાય અન્ય કોઇ પણ ઉપાય રહ્યો નથી!"

કુમારી કમળાદેવિ આ વખતે ટેબલ ઉપર બેસી ચા તૈયાર કરતી હતી. તે આ વાત સાંભળી જરા મુખ ફેરવી ઉચ્ચ સ્વરે કહેવા લાગી, "સવારની વાત જરાપણ મેં એને જણાવી નથી! જો તમારે કહેવી હોય તો તમે પોતે કહો!"

આ વખતે કુમારી મનોરમા પત્ર વાંચતી હતી. તે પોતાના મનનો વિચાર દૃઢ કરી શકી નહોતી. કાન્તિલાલે કહ્યું. "તમને પકડવાને માટે આજે પ્રાતઃકાળમાં વહેલા કેટલાએક છૂપી પોલિસના

સિપાઇઓનું ટોળું આવેલું હતુ! જેથી હવે તમને અમારાથી અહિયાં વધારે વાર રાખી શકાય તેમ નથી! અહિયાં જો કાંઇ પણ તે સંબંધમાં ગરબડ થાય, તો તેથી મારી આબરૂને બહુજ હાનિ પહોંચે તેમ છે!"

ઉદાસ નેત્રે કાન્તિલાલના તરફ જોતાં મનોરમાએ જણાવ્યું, "ત્યારે હું તમારી પાસેથી જીવનપર્યંતને માટે રજા લઉં છું! હું ક્યાં જઇશ તે કોઇના પણ જાણવામાં આવશે નહિ!"

કુમારી કમળાદેવિએ આ વખતે ચાનો પ્યાલો લઇ આવી મનોરમાના હાથમાં આપ્યો. મનોરમા તે ધીમે ધીમે પીવા લાગી. ક્લોરોફોર્મથી ભ્રમિત થયેલું તેનું માથું ધીમે ધીમે ચા પીવાથી શાન્ત થતું ચાલ્યું; તેની સુસ્તી ઉડી જતી જણાઇ! તે કાન્તિલાલના મુખ સ્હામુ જોઇ કહેવા લાગી, "તમારી બ્હેનને ત્યાં મને મોકલાવી દઇ તમે જો એકાન્તમાં રહેવાની ઇચ્છા રાખતા હો તો, અવશ્ય હું ત્યાં જઇ રહીશ! મારા અહિંયાં રહેવાથી તમારી કીર્ત્તિને કદી કલંક બેસવાની ભીતિ રહેતી હોય તો ભલે મને ત્યાં મોકલી આપો!"

કાન્તિલાલ તેના એ પ્રમાણે કહેવાથી સંતુષ્ટ થયો. અત્યંત સ્નેહપૂર્વક તેનો હાથ પોતાના હાથમાં લઇ તે કહેવા લાગ્યો, "ગાડી આવેલી છે! હું જે ઠેકાણું ગાડીવાનને બતાવીશ તે ઠેકાણે તમને તે લઇ જશે! ત્યાં આગળ તમે ઉતરી પડજો! જો કે હું જે ઠેકાણું બતાવીશ તે મારી બ્હેનના ઘરનું ઠેકાણું નથી; પરંતુ તે ઠેકાણેથી તમે બીજી ગાડી ભાડે કરીને બ્હેનના ઘર આગળ જજો! આ ગાડીનું ભાડું તો હું અહિંયાંજ ચૂકાવી આપું છું! બીજી ગાડીનું ભાડું તમે ત્યાં જઇને આપજો! હું તેને માટે તમને હાલમાં થોડા પૈસા આપું છું! અન્ય કોઇ પણ પ્રકારની ચિન્તા નહિ કરતાં, ખુશીથી તમે ત્યાં ચાલ્યાં જાઓ! આજે સંધ્યાકાળ પછી હું પણ

ત્યાં આવી પહોંચીશ ! ”

કુમારી કમળાદેવિએ મનોરમાને કહ્યું, “ તમારાં પોતાનાં કપડાં પહેરીને તમે અહિંઆંથી જશો નહિ ! તમારાં કપડાં તમે મને આપો, અને મારાં તમે પહેરી લ્યો. શરીર ઉપર મારોજ બુરખો નાંખી દેજો ! ” એ પ્રમાણે કહી કુમારી કમળાદેવિએ બારી અગળ જઇ બહાર નજર કરી તો પ્રથમની માફક અત્યારે પણ એક માણસ બહારના દરવાજા આગળ ચોકી કરતો ઉભેલો હતો. પાછાં આવી કમળાદેવીએ કહ્યું, “ બહાર કેવળ એકજ માણસ પહેલેથી છે તેજ પહેરો ભરે છે ! તેણે મને જોઇ નથી ! તમે હમણાંજ બહાર નિકળી જાઓ ! હવે નકામો વખત ગુમાવવા જેવું નથી ! લોકો મારા માટે ગમે તેમ કહેતા હશે, પરંતુ મારા અંતરમાં દયા છે ! હું તમારી બ્હેન થઇ છું ! હું તમારા ભાઇની પ્રિતિપાત્ર બનેલી હતી. તેમના સિવાય અદ્યાપિ પર્યંત મેં કોઇના પ્રત્યે પ્રેમની દૃષ્ટિથી જોયું નથી ! ”

કાન્તિલાલ વાર નહિ કરતાં કુમારી મનોરમાને લઇને નીચે આવ્યો, અને તેને ગાડીમાં બેસાડી ઉંચા સ્વરે ગાડીવાળાને કહેવા લાગ્યો, “ જાઓ, આમને નજરબાગ રોડ ઉપર લઇ જાઓ ! ”

પોલિસનો માણુસ જે દરવાજા આગળ પહેરો ભરતો હતો, તેણે પાસે આવી ગાડીની અંદર જોયું પણ તેના તરફ કોઇએ નજર સરખી કરી નહિ ! સ્વારી લઈ ગાડી સપાટાબંધ ચાલી ગઇ.

પોલિસનો માણુસ તેનો પીછો લેશે કે કેમ ? મનોરમા કાંઇ પણ આપત્તિ સિવાય ઘેર પહોંચશે કે કેમ ? બ્હેન તેને આશ્રય આપશે કે કેમ ? એ પ્રમાણે વિચાર કરતો કરતો કાન્તિલાલ ધીમે ધીમે ઉપર ગયો. આ વખતે કુમારી કમળાદેવિ ટેબલ પાસે બેસીને એક કાગળ લખતી હતી. કાન્તિલાલ ઘરની અંદર આવ્યો તે કમળાદેવિના જાણવામાં આવેલું નહોતું ! તે અવળું મુખ ફેરવીને બેઠેલી

હતી, તેથી કાન્તિલાલ તેની પાછળ આવી તે ન જાણે તેમ ઉભો હતો. કાગળ લખાઇ તૈયાર થયો; તેના ઉપર શિરનામું લખાયું અને તેને પાકીટમાં મૂકી બંધ કરવામાં આવ્યો, ત્યારેજ કુમારી કમળાદેવિએ પોતાનું મુખ પાછળની બાજુએ ફેરવી જોયું. તેણે કાન્તિલાલને જોઇ મંદમંદ હાસ્ય કરતાં પૂછયું, " તમે ક્યારના આવ્યા છો ? "

પ્રશ્નનો ઉત્તર નહિ આપતાં કાન્તિલાલે પૂછયું, " શું કરોછો ? કોને પત્ર લખ્યો ? "

મૃદુ હાસ્ય કરતાં કુમારીએ ઉત્તર આપ્યો, " મુખ્ય પ્રધાનને આ સઘળી હકીકત લખી જણાવી છે ! મને લાગે છે કે આ પત્ર તેમને મળવાથી મારા મનની પ્રતિહીંસાની પિપાસા તૃપ્ત થશે ! "

કાન્તિલાલ વખતે આ ચીઠ્ઠી ફાડી નાંખશે એવો સંદેહ આવવાથી કુમારીએ તે ચીઠ્ઠીને પોતાના ખીસ્સાની અંદર મૂકી દીધી; પરંતુ કાન્તિલાલે તે ચીઠ્ઠીના સંબંધમાં કાંઈ પણ કહ્યું નહિ !

સવારનું ભોજન તૈયાર થયું હતું તેથી કાન્તિલાલ અને કમળાદેવિએ સાથે બેસી હાજરી કરી. હાજરી કરી કુમારી કમળાદેવિ એક વખત ફરીથી બારી આગળ જઇ જોઇ આવી. પોલિસનો માણસ પહેલાંની માફકજ મુખ્ય દરવાજા આગળ પહેરાપર ઉભેલો હતો. તે બારી આગળથી પાછી આવી કાન્તિલાલને કહેવા લાગી, " હજી એ માણસ ઉભેલોજ છે ! મને લાગે છે કે તે અહિંયાંથી જવાનો નથી ! હવે મારે કેવી રીતે બહાર નિકળવું ? કોઇ પણ રીતે તમે તેને બે ત્રણ મિનિટને માટે ત્યાંથી જરા આઘો ખસેડો તો હું નિશ્ચિંતપણે બહાર નિકળી જાઉં. પોલિસના ઘણા ખરા માણસો લાલચુ હોય છે ! તેને તેવી કાંઇ લાલચ આપી આપણું કાર્ય કરી લેવાની યુક્તિ હાથ ધરવાની છે ! તેને વધારે પઇસા આપવા નહિ, કેમકે વખતે તેથી તેને વહેમ આવવાનું કારણ મળે ! સ્હેજસાજ આપશો એટલે

એ સમજશે નહિ ! ' કહેવત છે કે વીંછીનું મ્હોં ખાસડે ભાગે ! ' "

" જોઉં છું ! " એ પ્રમાણે કહી કાન્તિલાલે બે ચાર ઠેકાણે કાગળો લખી કહાડયા; તેને પાકીટોમાં નાંખી તે ઉપર સિરનામાં કર્યાં અને પોતે તે પોષ્ટમાં નાંખવાના બ્હાને હાથમાં લઈ નીચે ઉતર્યો. જે પોલિસનો માણસ દરવાજા આગળ પહેરો ભરતો હતો તેની પાસે તે ગયો અને બોલ્યો, " મહેરબાન ! જરા આ ઉતાવળના કાગળો છે; અને તે બજાર ચોકની પોસ્ટ ઓફીસે નાંખી આવવાના છે ! જરા જલદીથી જાય તો ઠીક ! જો કોઈ પણ માણસ અહિંયાં આપની પાસે થઇ તે તરફ જતો જણાય તો તેની સાથે કૃપા કરીને મોકલાવી આપશો તો મોટી મહેરબાની થશે ! જે કોઇ માણસ જનાર મળે તેની મહેનતના બદલામાં તેને આ આપને આઠ આના આપું છું તે આપશો, એટલે ખુશીથી તે લઇ જશે ! " એ પ્રમાણે કહી કાન્તિલાલે તે પહેરાવાળા સિપાઇના હાથમાં આઠ આના મૂકયા. તે સ્થળે થઇને તે વખતે કોઈ પણ માણસ આવતું જતું હતું નહિ ! કાન્તિલાલ કાગળો સિપાઇના હાથમાં મૂકી તરતજ ઉપરની બાજુએ ચાલ્યો ગયો.

કુમારી કમળાદેવિ આ વખતે વસ્ત્રો બદલી તથા મુખ સાફ કરી કુમારી મનોરમાનાં સઘળાં વસ્ત્રો પહેરી તૈયાર થઇ ઉભેલી હતી. કાન્તિલાલે આવી પોતાની કરેલી કારીગીરી તેને સંક્ષેપમાં કહી બતાવી, અને બારી આગળ જઈ ઉભો રહ્યો. પહેરાવાળો કાગળો હાથમાં રાખી, આઠ આના પોતાના ખીસ્સામાં મૂકી આનંદિત મુખે વિચાર કરવા લાગ્યો, " ફક્ત પાંચ મિનિટનો ફેરો છે, એટલામાં આઠ આના મળે છે ! તો તે શા માટે ગુમાવવા ! " એ પ્રમાણે પોતાના મનમાં વિચાર કરી તે પોતેજ ઉતાવળો ઉતાવળો પોસ્ટઓફીસ તરફ જવા લાગ્યો. તેને જતો જોઇ બારીએ ઉભેલો કાન્તિલાલ હસતો હસતો કુમારી કમળાદેવિની પાસે આવ્યો અને બોલ્યો, " ચાલો કામ થયું ! રસ્તો ખૂલ્લો થયો છે ! હવે જલદીથી જવું હોય તો ચાલ્યાં જાઓ !

ચોરને તેને ભાઈ ઘંટીચોર મળ્યો છે! કાગડો દહીથરામાં સપડાઇ ગયો!"

આનંદ પામતી પામતી કમળાદેવિ ઉભી થઇ, અને કાન્તિલાલનો હાથ પકડી ઉતાવળે ઉતાવળે કહેવા લાગી. "જુઓ હવે હું જાઉં છું! ભૂલી જશો નહિ! જો જીવતી રહીશ, તો ફરીથી એક વખત મળીશ! હવે હું વિદાય થાઉં છું!" એ પ્રમાણે કહી કુમારી કમળાદેવિ સીડીનાં પગથીયાં ઉતરી મુખ્ય દરવાજા આગળ આવી. તેણે દરવાજાની ચારે તરફ સરિયામ રસ્તા ઉપર નજર કરી અને પહેરાવાળો જે રસ્તે ગયો હતો તેથી ઉલટેજ રસ્તે ઉતાવળે ઉતાવળે ચાલી નીકળી. જોત જોતામાં તે અદશ્ય થઇ ગઇ!

બન્ને કુમારીકાઓને વિદાય કરી દેવાથી કાન્તિલાલના મનને શાન્તિ વળી. તેના મનમાંથી એક પ્રકારનો ચિન્તાનો ભાર ઓછો થયો. તે પોતાના પત્રનું કામ કરવાને બેઠો! આશરે બાર વાગ્યાના સુમારે તેને એક સંદેશો મળ્યો. તે તેની બ્હેને મોકલાવેલો હતો. તેમાં જણાવ્યું હતું કે, "કુમારી પ્રિયમતિ અહિંયાં આવી છે! કેમ આવી છે તે કાંઇ જણાયું નથી! ફક્ત તેણે એટલુંજ જણાવ્યું છે કે તમે તેને અહિંયાં મોકલાવેલી છે, એમાં શું રહસ્ય છે? છોકરાંઓ એને જોવાથી બહુજ ખુશી થયાં છે! તમે જલદીથી આવજો! મારી તબિયત ઠીક છે!"

સંદેશો મળવાથી કાન્તિલાલની ચિન્તા ઓછી થઈ. છૂપી પોલિસનાં માણસોએ કુમારી મનોરમાનો પીછો લીધો નથી, એ નક્કી થયું. તેમ એ નિર્વિઘ્ને ઘેર પહોચી છે એ પણ સિદ્ધ થયું! તે પોતાનું કાર્ય જલદી આટોપવા લાગ્યો. લગભગ સાંજના પાંચ વાગી ગયા, ત્યારે તે પોતાની બહેનની પાસે જવા માટે ઘર બહાર નિકળ્યો.



## પ્રકરણ ૧૮ મું.

## વૈરની વસુલાત.

કુમારી કમળાદેવી ક્યાં ગઇ અને તેણે શું કર્યું, તે જોવું જોઇએ. સવારના નવ વાગતાંના સમયે તે કાન્તિલાલના ઘરમાંથી બહાર નિકળી હતી. સરીયામ રસ્તો વટાવી ત્રણ ચાર ગલી કુંચીઓના રસ્તા પસાર કરી એક રાજમાર્ગ ઉપર તે આવી. સંધ્યાકાળ પહેલાં પોતાનું કાર્ય સિદ્ધ થાય તેમ ન હોવાથી આખો દિવસ ક્યાં ગુજારવો એનો તે વિચાર કરવા લાગી. કેટલીક વારે તેણે પોતાના મનની સાથેજ નિશ્ચય કર્યો, "સ્હામેની ચિત્રશાળામાં કેટલાંક ચિત્રો બહુજ જોવા લાયક છે એમ કહેવાય છે, તેમજ જે વાટીકામાં તે છે તેને માટે લોકો બહુ બહુ ખ્યાતિ કરે છે, તો અવશ્ય એક વખત જોવું જોઇએ! એ પ્રમાણે વિચાર કરી તે તે તરફ વળી!

કુમારી કમળાદેવિ મૂળ વિરક્ષેત્રની રહેવાસી નહોતી! તેનો જન્મ દક્ષિણમાં થયેલો હતો. વિરક્ષેત્રના પ્રદેશમાં કયા સ્થળે કયી જોવા જેવી પ્રસિદ્ધ જગાઓ છે, તે તેના જાણવામાં બરાબર હતું નહિ. મ્યુઝિયમ અને વાટિકા જોવાની તેથી તેને પ્રબળ ઇચ્છા થઇ. થોડે આગળ જતાં તે વાટિકા તેના જોવામાં આવી! એક ભવ્ય મહાલય વાટિકાના મધ્ય વિભાગમાં બાંધેલું હતું. તેની બહારની શોભા ઉપરથીજ એમ સમજાતું હતું કે અંદરનો વિભાગ બહુજ અવર્ણનિય અને જોવા લાયક હશે! બહારના વિભાગમાં અતિશય ઉત્તમ કારીગીરીથી કોતરવામાં આવેલી સંગેમરમરના પત્થરોની અનેક ચમત્કારિક પ્રતિમાઓ સ્થળે સ્થળે ઉભી કરવામાં આવેલી હતી. તેને જોઇ અતિશય આશ્ચર્ય પામતાં કમળાદેવિએ તે મ્યુઝિયમવાળા મકા-

નમાં પ્રવેશ કર્યો! અંદરની શોભા અવલોકી તેનું હૃદય આનંદ અને મોહથી ભરાઇ ગયું. ત્યાં દુનિયા પરના સઘળા પ્રદેશોના વિવિધ પ્રકારના પદાર્થો, જુદી જુદી જાતનાં જીવતાં તેમજ મુએલાં પક્ષીઓ, તેમજ સર્વ પ્રકારના નેત્રને આનંદ આપે તેવા દેખાવો જોવામાં આવ્યા. આવા અનેક દૃશ્યો આનંદપૂર્વક જોતી જોતી કુમારી કમળાદેવિ પુસ્તકોના સંગ્રહસ્થાન તરફ ચાલી.

એ ત્રણ કલાક ત્યાં આગળ નિર્ગમન કરી તેણે અત્યંત આનંદ મેળવ્યો. લગભગ પાંચ વાગવાનો સમય થવા આવ્યો તે વખતે તે તે વાટીકાની અંદરથી બહાર નિકળી સીધી પોસ્ટ ઓફીસ તરફ ચાલી. ત્યાં મુખ્ય પ્રધાનને નામે લખેલો પત્ર પોસ્ટની પેટીમાં નાંખી, થોડો સમય તેજ રસ્તા ઉપર આમ તેમ ફરી, સંધ્યાકાળનો સમય થતાંજ એક ઘર આગળ જઇ તે ઉભી રહી, ઘરની બહાર કોઇને પણ નહિ જોવાથી તે સાહસિક કુમારી પૂર્ણ સાહસ કરી અંદર પેઠી; અંદરના વિભાગમાં એક બાળક રમ્યા કરતું હતું. તેને કુમારીએ પૂછ્યું "બિહારીલાલ બસુ કયા ઘરની અંદર રહે છે?" બાળકે ઉત્તર આપ્યો—"બસુ! બસુ! બસુ તો ત્રીજા માળે ૧૯ મા નંબરની ઓરડીમાં રહે છે! બરાબર સંભાળ રાખજો. ત્યાં આગળ કુતરો છે. કરડી ખાશે! વળી એ માણસ પણ આખો દિવસ નિશામાં રહેનારો છે! જેવો તેનો કુતરો ભયાનક છે, તેવો તે પણ ભયંકર છે!"

કાંઇ પણ પ્રત્યુત્તર નહિ આપતાં કુમારી તરતજ ત્રીજા માળપર ચઢી ગઇ; અને ૧૯ મા નંબરની ઓરડીનો તપાસ કરવા લાગી. ઓરડીના દ્વાર આગળ એક મોટો કુતરો બેઠેલો હતો. કુમારીને જોતાંજ તે ભસતો ભસતો તેના સામે આવ્યો. કુમારીએ તેના માથા ઉપર હાથ મૂકી તેને પ્રેમપૂર્વક પંપાળી ઠંડો પાડયો. કુતરો કુમારીના હાથ ચાટતો ગેલ કરવા લાગ્યો; એટલે તેણે ઘરની અંદર પ્રવેશ કર્યો. કુતરો પણ તેની સાથે ઘરની અંદર પેઠો. કુમારી ત્યાં પડેલી એક ખુરસી

ઉપર બેઠી. કુતરો તેના પગ આગળ બેસી તેનો હાથ ચાટવા લાગ્યો.

પાંચેક મિનિટ થઇ નહિ, એટલામાં ઉપરની સીડી ઉપરથી ધબધબ કરતો એક મનુષ્યના ઉતરવાનો શબ્દ સંભળાવા લાગ્યો. પરિચીત પગરવ સાંભળી કુતરો કુમારીની પાસેથી ઉઠી બહારની બાજુએ ગયો; અને પૂંછડી હલાવતો હલાવતો સ્વભાવસિદ્ધ ગુનગુન સ્વરે આવનાર મનુષ્ય પાસે જઇ ગેલ કરવા લાગ્યો. બે મિનિટ થઇ નહિ એટલામાં બિહારીલાલ કુમારીની સન્મુખમાં આવી ઉભો રહ્યો. એકમેકનાં ચક્ષુઓનું સંમેલન થયું. કુમારીને જોતાંજ બિહારીલાલ બોલી ઉઠયો, " ઓહ ! તમે આવ્યાં છો ? "

ગંભીર વદને કુમારીએ ઉત્તર આપ્યો, " હા ! હું આવી છું !"

વાંચક ! તને આશ્ચર્ય થશે કે કુમારીએ બિહારીલાલના ઘરનો પત્તો કેવી રીતે મેળવ્યો હશે ? પરંતુ તને તો યાદ હશેજ કે જે રાત્રે બિહારીલાલ નિશામાં મશગુલ બની કાન્તિલાલને ત્યાં પૈસા પડાવવાને ઇરાદે ગયો હતો, તે રાત્રે કાન્તિલાલે તેનું નામ ઠામ પૂછવાપરથી પૈસા મેળવવાની આશાએ તેણે પોતાનું ઠેકાણું પોતેજ લખી આપેલું હતું, અને તે કાન્તિલાલે પોતાના ટેબલ ઉપર મૂકેલું હતું, તે વખતે કુમારી કમળાદેવિ કાન્તિલાલના સૂવાના ઓરડાની અંદર છૂપાઇ રહેલી હતી. કાન્તિલાલ જે વખતે નિશામાં મસ્ત બનેલા બિહારીલાલને ઘર બહાર મૂકવા ગયો હતો તેજ વખતે કુમારી કમળાદેવિએ બહાર આવી ટેબલ પર બિહારીલાલના ઠેકાણાનો કાગળ પડયો હતો, તે ઉપરથી પોતે એક નકલ કરી લીધી હતી.

કુમારીના સન્મુખ આવી ક્ષણવાર તેના મુખ સામું નિહાળી રહી બિહારીલાલે તેને પૂછયું, " એકાએક કાંઇ પણ ખબર આપ્યા સિવાય કેમ આવવું થયું છે ? "

કુમારીએ જવાબ આપ્યો, " આપની પાસેથી એક નામ જાણવાની ઇચ્છાથીજ ! તમારી સ્રીનું નામ શું છે તે જણાવશો ? "

કુમારીના તરફ તિવ્ર દ્રષ્ટિએ જોઇને બિહારીલાલે કહ્યું, "એ તો બહુજ જુની વાત છે! આજે એ નામનું તમારે શું કામ છે?"

"ઘણા દિવસની વાત નથી, પણ તાજીજ વાત છે! એ નામની મને ઘણીજ જરૂર છે, શું તમે તે મને આપશો નહિ?"

"હું તેને ચહાતો નથી; કિન્તુ હું તમને ચાહું છું! તમનેજ હું મારાં પ્રિયતમા માનું છું!"

"ત્યારે તમે તો નામ આપવાનાજ નહિ કે? વારૂ! ભલે તમે ન આપો; છતાં હું તો મારો સંકલ્પ સિદ્ધ કરીશજ! આજે મેં મુખ્ય પ્રધાનના નામ ઉપર એક પત્ર લખેલો છે. જેથી આવતી કાલે પ્રાતઃકાલમાં પોલિસના માણસો આવીને તમને ગીરફતાર કરશે! તે રાત્રે રાજમહેલ રોડ ઉપર ખૂન થયેલું હતું, તે ખૂન સંબંધીની સઘળી હકીકત મારા જાણવામાં આવેલી છે! જેની સાથે તમે વિવાહ કર્યો છે, તેની સાથે ગઇ કાલ રાત્રે એકજ પથારીમાં મેં શયન કરેલું હતું; અમે એકમેકને વળગીને સૂઇ રહ્યાં હતાં. તમારી સ્ત્રીએ સ્વપ્નની અંદર તે ખૂનની સઘળી હકીકત કહી દીધી છે! એકમેકને વળગીને સૂઇ રહેવાથી તેને આવેલું સ્વપ્ન અને મને આવેલું સ્વપ્ન સરખાં નિવડયાં છે! મારી પ્રકૃતિની અંદર એટલું વિશેષપણું છે! આપને પણ તેનો અનુભવ હોય કે ન હોય તો તમે જાણો! પરંતુ તેનું અને મારૂં સ્વપ્ન તો એકજ પ્રકારનું નિવડયું છે! મી. મનમોહન-દાસની બહેન સાથે વિવાહ કરીને વિજયના ચિન્હ તરીકે તેને સાથે લઇ તમે તેના ભાઈ મી. મનમોહનદાસની પાસે ગયા હતા! તેના નિર્મળ પ્રાણ લેવા તેના હૃદયની અંદર તમે ખૂની ખંજર ખોસી દઇ તેને મહાન્ કષ્ટ આપેલું હતું. તેને મારતા પહેલાં તમો બન્ને વચ્ચે મલ્લ યુદ્ધ થયેલું હતું; ત્યાર પછી તમે તેના હૃદયમાં ખંજર ખોસી દીધું હતું! તમારી નવીન સ્ત્રી પોતાના ભાઈના વક્ષઃસ્થળની અંદર ભોકવામાં આવેલા ખૂની ખંજરને તેના હૃદયમાંથી ખેંચી લઇ, ખંજર-

સહિત ત્યાંથી બહાર નિકળી નાશી ગઈ હતી; એ સઘળી હકીકત મારા સમજવામાં આવી છે! મી. મનમોહનદાસનો નાશ કરી તમે મારા સર્વ સુખનો નાશ કર્યો છે! અત્યારે તમે તે નિર્દોષ બાલિકાને ખૂનના આરોપ માટે દોષિત ઠરાવવા પ્રયત્ન કરી રહેલા છો! હું જેને બહુજ પ્રેમ વડે ચહાતી હતી, તેનું તમે ખૂન કરેલું છે! તેથી હું તમને છોડીશ એ આશા રાખવી નહિ! કાલે સવારમાંજ પોલિસનાં માણસો અહિંયાં આવી પહોંચશે અને તમને પકડી જશે; જલ્લાદના હાથે તમારે ફાંસીના લાકડે લટકવું પડશે! તમારા પાપી જીવનનો એ પ્રકારે અંત આવશે! મને ખાત્રી છે કે કાયદાના આધારે ન્યાયની કોર્ટ તમને ફાંસીને લાકડે લટકાવી ખૂનનો બદલો ખૂનથીજ લેશે," (જુઓ ચિત્ર ૩ જું.)

બિહારીલાલની બન્ને આંખોમાં ક્રોધનો અગ્નિ પ્રજળતો જણાવા લાગ્યો. તે કેટલીકવાર પર્યંત કુમારી કમળાદેવિના મુખ સ્હામું એકીટસે જોઈ રહ્યો. તે કાંઈ પણ ઉત્તર આપી શક્યો નહિ. ટેબલ ઉપર તે વખતે એક ખંજર પડેલું હતું. તે ખંજર હાથમાં લેવા તેણે પોતાનો હાથ લંબાવ્યો, પરંતુ તે લઇ શકાયું નહિ. હાથ ધ્રુજવા લાગ્યો, શરીર કંપવા લાગ્યું, તે ટેબલ ઉપર ઝૂકી પડયો અને ટેબલ ઉપરથી ખંજર નીચે જમીન ઉપર સરી પડયું.

કુમારી કમળાદેવિ તરતજ ખુરશી ઉપરથી ઉભી થઇ ગઇ; અને બિહારીલાલની સ્હામે આવી ઉભી રહી. તેને જોઇ બિહારીલાલે કહ્યું, "જે તમને ચાહે છે, તેના પ્રત્યે નિષ્ઠુર બનવું એ તમને ઉચિત છે? તમે મારાં પ્રણયિની છો! મારા હૃદય રાજ્યનાં રાણી–મહાદેવી છો! પ્રાણ કરતાં પણ અધિક પ્રેમ વડે હું તમને ચાહું છું! તમે મને ક્ષમા કરો! પ્રેમ અતિશય પવિત્ર છે! સઘળા દોષોને ક્ષમા કરી પ્રેમ સર્વદા ક્ષમા કરવાને શક્તિમાન છે! માટે તમે મને ક્ષમા કરો! ક્ષમા કરો!!"



કમળાદેવીએ બીહારીલાલને કહ્યું:—" મને ખાત્રી છે કે કાયદા આધારે ન્યાયની કોર્ટ ખૂનના બદલો ખૂનથીજ લેશે."

કુમારી કમળાદેવિએ મધુર હાસ્ય કરતાં, પોતાનો જમણો હાથ પોતાના ખીસ્સાની અંદર નાંખ્યો, અને કપટથી કરૂણાળુ સ્વરે કહ્યું, " ખરેખરૂં કહો છો કે તમે મને ચાહો છો ? વાહવાહ ! જો એ તમારી વાત સાચીજ હોય તો તો મારા જેવી આ જગતમાં સુખી કોણ ? "

નીચેની બાજુએ નજર કરતાં બિહારીલાલે તેને કહ્યું, " હું ખરૂં કહું છું કે તમારા જેવું સુખી કોઇ નથી ! વારૂ ! તમે કહો છો કે કાલે પ્રાતઃકાળે પોલિસ આવીને મને પકડી લેશે; પરંતુ આજે રાત્રે તો તમે અને હું બન્ને સ્વતંત્ર સત્તાધીશ છીએ ! તો પછી આપણા બન્નેનો આજેજ રાત્રે ખુલાસો થશે ! ચાલો ! આજ રાત્રિએજ આપણે અન્ય દેશ તરફ ગમન કરી જઇએ ! પછી પોલિસ આપણને શું કરનાર છે ? "

મૃદુ હાસ્ય કરતાં કુમારી કમળાદેવિએ કહ્યું, " સાથેજ ! બન્ને જણાં ? "

" હા ! બન્ને જણુ સાથેજ ! "

કુમારી કમળાદેવિએ પુનઃ હાસ્ય કર્યું. બિહારીલાલે તેને તેના હાથ પકડી પોતાની પાસે તાણી લીધી અને તેના કંઠ પ્રદેશ ઉપર પોતાનો હાથ નાંખી પોતાની ગોદમાં લીધી અને તેને આલિંગન કર્યું. તેના મુખ પાસે પોતાનું મુખ લઇ ગયો. ઓષ્ટે ઓષ્ટનો સ્પર્શ થયો. કુમારીએ કિંચિત્ પણ આનાકાની કરી નહિ. બિહારીલાલે કુમારીકાને કહ્યું, " તમારા ઓષ્ટ બહુજ ઠંડાં લાગે છે ! "

મંદમંદ હાસ્ય કરતાં કુમારીએ જવાબ આપ્યો, " હા ! બહુજ ઠંડા છે ! માણુસ મૃત્યુના મુખમાં પડે છે, ત્યારે જેવા ઠંડા હોય છે તેજ પ્રમાણેના ઠંડા છે ! "

રાત્રિના આઠ વાગ્યાનો ટકોરો થયો. એકાએક બિહારીલાલે કુમારીને છોડી દઈ પોતાનું મુખ બીજી બાજુએ ફેરવ્યું. કુમારી પણ પોતાનું મુખ બીજી બાજુપર ફેરવી મુખપર આવેલાં પરસ્વેદનાં બિં-

ડુસ્કાંને લૂંછવા લાગી. બિહારીલાલે તે તકનો લાભ લઈ જમીન પર પડેલું ખંજર પોતાના હાથમાં ઉંચકી લીધું, અને તેને જમણા હાથમાં છૂપાવી રાખી ડાબે હાથે ફરીથી કુમારીની ગરદનની આજુબાજુ પોતાના હાથનું વેષ્ટન કર્યું. કુમારીએ પણ સમય જોઇ પોતાના ખીસ્સામાંથી જમણો હાથ બહાર કહાડયો, અને બન્ને હાથ વડે પોતાના પ્રિયતમને મારનાર બિહારીલાલના કંઠપ્રદેશને બળપૂર્વક પકડયો. પછી જમણા હાથમાં છૂપાવી રાખેલી પિસ્તોલ બહુજ યુક્તિપૂર્વક ડાબા હાથમાં લઇ પિસ્તોલનું મુખ બરાબર ગ્રીવા સન્મુખ રાખ્યું. બિહારીલાલે ખૂની ખંજર પકડેલો જમણો હાથ ઉંચો કર્યો. દીવાના અજવાળામાં તે ખંજરનું પાનું ( ફળ ) પ્રકાશવા લાગ્યું ! કુમારી તે જોવા ન પામે એ ઉદ્દેશથી, પોતાને તે અતિશય પ્રિય છે એમ બતાવવા, કુમારીના મુખને પોતાના મુખ તરફ નમાવવા અને બીજી વાર ચુંબન કરવાની ચાલાકી ચલાવવા માંડી; એટલામાં ગુડમ્ કરતો પિસ્તોલનો અવાજ થયો. બિહારીલાલના હાથમાંનું ખૂની ખંજર પણ તેજ પળે કુમારીના કંઠપ્રદેશમાં પેસી ગયું ! એક સાથે બન્નેના દેહ ધબ્બ કરતા પૃથ્વી પર પડયા ! કુતરો ભય પામીને રડતો રડતો બહાર નીકળી જવા માટે ઘરનાં બારણાં ખખડાવવા લાગ્યો. ટાંગવામાં આવેલા લેમ્પમાં તેલ આવી રહેલું હોવાથી દીવો પણ હોલવાઇ ગયો. આખા ઘરમાં અંધકાર વ્યાપી ગયો. જાળીયામાં થઇને ચન્દ્રમાનાં શિતળ કિરણોની રશ્મિઓ ઘરની અંદર પ્રવેશ કરતી હતી. એ રશ્મિઓથી જણાઇ આવતું હતું કે ઘરની અંદર પૃથ્વીપર બે માણસો જીવનશૂન્ય બની પડેલાં છે ! ! !



## પ્રકરણ ૨૨ મું.

### ઉપસંહાર.

કાન્તિલાલ તેજ રાત્રે ભાડાની ગાડી લઇ નવ વાગતાને સુમારે પોતાની બ્હેનને ત્યાં જતો હતો. તે વખતે તેણે રસ્તાની અંદર ઉત્તર તરફના ઘરોની હારમાં ઉપરના માળમાં એક પિસ્તોલનો અવાજ થતો સાંભળ્યો હતો. રસ્તામાં કેટલાંક બાળકો ખબરના કાગળો વેચતાં હતાં. તેઓ ઉચ્ચસ્વરે બોલતાં હતાં કે, " ડબલ ખૂનનો દયાજનક દેખાવ ! ડબલ ખૂનનો દયાજનક દેખાવ ! તાજા સમાચાર ! તાજા સમાચાર ! "

કાન્તિલાલે તે તરફ ધ્યાન નહિ આપતાં ગાડી આગળ ચલાવરાવી. જ્યારે તે પોતાના ઘરથી થોડેક દૂર રહ્યો એટલે તેણે નવિન ખબર જાણવાની ઇચ્છા પ્રગટ થતાં એક સમાચાર પત્ર ખરીદ્યું ! પત્ર લઇ જેવો તે પુનઃ ગાડીમાં બેસવા જતો હતો એટલામાં એક પરિચીત માણસે આવી તેની પીઠ ઉપર હાથનો સ્પર્શ કર્યો અને પૂછ્યું, " કયાં જાઓ છો ? "

કાન્તિલાલે તેને જવાબ આપ્યો, " ઘર આગળ બ્હેનની પાસે ! "

આવેલા માણસે કહ્યું, " હું પણ તમારી સાથેજ આવું છું ! "

બન્ને જણા ગાડીની અંદર બેઠા ! કાન્તિલાલના હાથમાંના પત્રના કાગળો તરફ આંગળીથી ઇશારો કરતાં સાથેના માણસે પૂછ્યું, " આ કાગળની અંદર પેલા ખૂનની હકીકત લખાઇ છે ? "

આશ્ચર્ય પામતાં કાન્તિલાલે પૂછ્યું, " ખૂનની ? વળી હમણાં કાંઇ નવિન ખૂનામરકીના સમાચાર બહાર આવ્યા છે કે શું ! ? "

" હા ! એક પુરૂષ અને સ્ત્રીનું ખૂન થયેલું છે ! બન્નેએ એક બીજાનાં ખૂન કર્યાં છે ! સ્ત્રીએ પિસ્તોલ વડે પુરૂષને મારી નાંખ્યો છે,

તેમ પુરૂષે સ્ત્રીને ખંજર ખોસી તેનું ખૂન કરેલું છે!"

આશ્ચર્ય પામતાં પામતાં કાન્તિલાલે સમાચાર પત્રના કાગળો ખૂલ્લા કર્યા, અને વાંચવા માંડયા. ખૂનના સમાચાર અર્ધા વાંચતાંજ તેના સમજવામાં આવ્યું કે સ્ત્રી તે બીજું કોઈ નહીં પરંતુ કમળાદેવિ છે, અને પુરૂષ તે બિહારીલાલજ હોવો જોઇએ! કુમારી મનોરમા વિધવા થઇ છે. હવે તેની સાથે વિવાહ કરવાને કાંઇપણ અંતરાય આવશે નહિ! એ જાણી તેને દુઃખના ખબરો વાંચતાં આનંદ પ્રાપ્ત થયો. તેણે સમાચારનો લેખ પૂર્ણ રીતે વાંચી લીધો.

કુમારી કમળાદેવિના મૃત્યુથી કાન્તિલાલના મનમાં ખેદ થયો! તાત્કાલિક બુદ્ધિવાળી બુદ્ધિમાન્ કમળાદેવિ જેવી સુંદર કુમારી આટલી નાની વયમાં એક નરપિશાચ પુરૂષના હાથનો ભોગ થઇ પડવાથી તેના મનમાં ઓછું આવ્યું.!

પોતે અલ્પ સમયમાં પોતાને ઘેર પહોંચી ગયો. સાથેના માણસને વિદાય કરીને તે બ્હેનના ઘરમાં પેઠો. ભાણેજ અને ભાણેજી મામાને આવેલા જોઇ આનંદથી નૃત્ય કરવા લાગ્યાં.

બાલક બાલિકાની સાથે કાન્તિલાલ દિવાનખાનાની અંદર ગયો, ત્યાં આગળ તેની બ્હેન તથા માતા બેઠેલાંજ હતાં. પુત્રનાં દર્શન થવાથી માતાનું મુખ પ્રફુલ્લ થયું. કુમારી મનોરમા ત્યાં આગળ હાજર નહોતી. બ્હેનને ઉદ્દેશી કાન્તિલાલે કહ્યું, "કેમ બ્હેન! તબિયત તો સારી છે ને? કુમારી મનોરમા કયાં છે?"

બ્હેને જવાબ આપ્યો, "તે અહિયાંજ છે! કેમ આવી છે ને અહિયાં વધારે દિવસ રહેશે કે નહિ, વિગેરે બાબતો મારા મનમાં વિચારણીય થઇ પડી છે. અહિયાં વધારે સમય સુધી તેને આપણા ઘરમાં રાખવી કે કેમ તે સંબંધમાં સલાહ આપે તેવું ઘરમાં કોઇ નથી. તમારા બનેવી બહાર ગામ ગયેલા છે! તમે તેને મોકલેલી હોવાથી મા તેને ઘરમાં રાખે એમાં કાઇ સંશય જેવું નહોતું! તમે

ગમે તેવાં અપરાધી માણુસોને અહિયાં મોકલો, તો પણ આપણી સ્નેહમયી માતા તેમને ના કહે તેમ નથી ! કુમારી મનોરમા મારા સુવાના ઓરડામાં નિશ્ચિંતપણે સૂઇ રહેલી છે ! તેણે શું કાર્ય કર્યું છે, તે હું જાણુતી નથી ! તમે આજ સુધી તેની સાથે કેવો સંબંધ રાખેલો છે તે પણ મારા જાણુવામાં નથી !"

"સઘળી હકીકત હું તમને સમજાવીશ !" એ પ્રમાણે કહી કાન્તિલાલ માતાની પાસે જઇ પગે લાગ્યો. માતાએ તેને એક સ્નેહનું ચુંબન કરી માથે હાથ ફેરવ્યો.

બ્હેને કાન્તિલાલને પુનઃ પ્રશ્ન કર્યો, "શું છે ? કાંઈ નવા જુની કરી આવી તો નથીને ? એમ હોય તો તમારા બનેવી ઘેર પાછા ન આવે ત્યાં સુધી મારે શું કરવું તે મારાથી સમજાતું નથી ! તમારા બનેવી અહિયાં નથી, એટલે જે કાંઇ કરવાનું તે તમારી સલાહથીજ કરવાનું છે !"

માતાએ પુત્રીને ઉદ્દેશી કહ્યું, "શા માટે તું આટલી બધી ચિંતા કરે છે ? શું થયું છે તે તો પેહેલાં સાંભળ." પુત્રીને એ પ્રમાણે કહી પુત્રના મુખ સ્હામું જોઈ ગંભીરવદને માતાએ કહ્યું, "કાન્તિ ! ભાઇ જે કાંઇ બન્યું હોય તે સઘળું અમને કહી સંભળાવ ! કુમારી મનોરમા અહિયાં આવવાથી અમને આનંદ થયો છે ! છોકરાં પણ બહુજ આનંદમાં આવી ગયાં છે ! ચાલો ! કહો ભાઇ શું શું બન્યું છે ?"

પહેલાં જે દિવસે રાત્રિએ રાજમહેલ રોડ ઉપર ખૂન થયેલું હતું તે દિવસથી તે આજ સુધીની જે જે હકીકત બનેલી હતી તે સઘળી કાન્તિલાલે પોતાની માતા અને બ્હેનના આગળ કહી બતાવી. કોઈ પણ વાત છૂપાવી રાખી નહિ. માતા અને બ્હેને તે સઘળી સ્થીર મને શ્રવણ કરી અને આશ્ચર્ય પામ્યાં. પ્રથમ તેમને હકીકત સાંભળતાં વિસ્મય ઉત્પન્ન થયું, મધ્યમાં પરિતાપ થયો અને છેલ્લે

આનંદની સીમા રહી નહિ.

આનંદ પામવાનું કારણ માત્ર એટલુંજ હતું કે, પુત્ર તે કુમારીને ચહાતો હતો. વળી તે નિર્દોષ છે. પુત્રને તે કુમારીકા પ્રાણથી અધિક પ્રિય ગણીને ચાહે છે! એટલે તેની સાથે પુત્રનો વિવાહ થતાં અધિકતર આનંદ થશે!

બ્હેને આશ્ચર્ય પ્રદર્શિત કરતાં ભાઇને પૂછ્યું, " તમે સાચું કહો છો કે એ છોકરીની પાસે બહુજ દ્રવ્ય સંચય છે ? "

કાન્તિલાલે જવાબ આપ્યો, " પહેલાં તો નહોતો! પરંતુ અત્યારે તે મહાન્ સંપત્તિની માલિક બની છે! ખરી રીતે તમે એનું જે નામ કુમારી મનોરમા જાણો છો તે નથી તેમ કુમારી પ્રિયમતિ પણ નથી, પણ તેનું ખરૂં નામ તો વસંતકુમારી છે. જે મી. મનમોહનદાસનું ખૂન થયેલું હતું, તે માણસ તેનો સગો ભાઈ થાય છે! મરનાર મી. મનમોહનદાસની પાસે બહુ દ્રવ્ય હતું, તે સઘળું તેણે મરતા પ્હેલાં પોતાની હયાતિની અંદરજ બ્હેનને નામે અર્પણ કરેલું છે! મરનાર વ્યક્તિના વકીલે વસંતકુમારીને શોધી કાઢવા અનેકવાર જાહેરપત્રોમાં જાહેરાતો આપેલી હતી, પરંતુ કુમારીનો કાંઇ પણ પત્તો ખાતો નહોતો. આજે તે પ્રકાશમાં આવી છે! આવતી કાલેજ હું તે વકીલની પાસે જવાનો છું! અને તેને મળી વીલના અનુસાર ન્યાયની કોર્ટથી સઘળી સંપત્તિ કુમારીને મળે તે માટે પ્રયત્ન કરનાર છું!"

આ પ્રમાણે કહી કાન્તિલાલ પોતાની માના મુખ સામું નિહાળી કહેવા લાગ્યો, " માજી! આપ આ સઘળી હકીકત વસંતકુમારીને જણાવજો! આજે રાત્રે હું તેને મળીશ નહિ!"

માતાએ પુત્રને કહ્યું, " એ વાત સારી છે! આજે રાત્રેજ હું તેને બધી હકીકતથી માહીત કરીશ! અરેરે! એ બિચારીને બહુજ દુઃખ સહન કરવું પડયું છે! હવે એને સુખનો દિવસ આવશે! મને લાગે છે કે તેની સાથે તમારો વિવાહ થશે તો તમે પણ સુખી થશો!"

બીજે દિવસે પ્રાતઃકાળે સવારનો આ પાણી સાથેનો નાસ્તો કરી કાન્તિલાલ કુમારી વસંતકુમારીના વકીલ પાસે ગયો. આગલે દિવસે થયેલા તેમજ રાજમહેલ રોડ ઉપર નં. ૨૨ વાળા ઘરમાં થયેલા ખૂનના સંબંધી સઘળી હકીકત તેણે જાહેર કરી. વકીલને આજે પોતાનો શ્રમ ફળીભૂત થયેલો સમજાયો. તેના મનમાં આનંદ થયો.

આ અસાર સંસારમાંથી વિદાય થતા પહેલાં કુમારી કમળાદેવિએ એક પત્ર મુખ્ય પ્રધાનના સિરનામે નાંખેલો હતો. મુખ્ય પ્રધાનને તે મળતાંજ તેમણે નિયમાનુસાર હુકમ બહાર પડયો. વકીલે પણ કાન્તિલાલના મુખે સાંભળ્યું. ફક્ત કુમારી વસંત કુમારીના નામે ખાલી કલંક લાગેલું હતું, તે આ ખૂની મામલો કોર્ટના સન્મુખ નિકળતાં તદ્દન ધોવાઈ જાય, તેમ હોવાથી તે સંબંધમાં જવાબ આપવાનું વકીલે કાન્તિલાલને જણાવ્યું.

તરતજ વકીલ કાન્તિલાલને સાથે લઇ તેને ઘેર આવ્યો અને કુમારી વસંતકુમારીને મળ્યો. કુમારી વસંતકુમારીને પ્રથમથીજ કાન્તિલાલની માતાએ માહિત કરેલી હતી; પરંતુ પોતાના નામે કલંક લાગેલું હોવાથી જરા સંકોચ પામતી હતી. આ વખતે પણ કાન્તિલાલે તેને વિવાહ માટે વિજ્ઞાપના કરી તેથી તેણે નમ્રપણે જવાબ આપ્યો, "તે મારાથી બની શકે તેમ નથી!"

પોલિસના ડીટેકટીવો મૂળ અપરાધીને પકડી શક્યા નહોતા. કેટલાક દિવસ સુધી તેઓ નિર્દોષિને દોષિત માની તેને પકડવાને પાછળ પડયા હતા. વોરંટ મેળવી કુમારી મનોરમાનું નામ ધારણ કરનાર કુમારી વસંતકુમારીને પકડવા માટે ગયા હતા. સર્વનું રક્ષણ કરનાર પરમાત્માએ તેનું રક્ષણ કરેલું હતું, તો પણ કાયદાના અને સત્તાના જોરે ફોજદારી અદાલતમાં કેસ ઉત્પન્ન થયો. કુમારી કમળા દેવિ અને બિહારીલાલ બસુ મરી ગયાનું જાહેર થયું. મુખ્ય સાક્ષી તરીકે કોરોનર કોર્ટનો રીપોર્ટ, અને મુખ્ય પ્રધાન પર કુમારી કમ-

ળાદેવિએ લખેલો પત્ર મનાયો. દર્શનિક શાક્ષીઓ તરીકે કાન્તિલાલ અને કુમારી વસંતકુમારીની સાક્ષીઓ લેવાઇ. બન્ને જીવીત સાક્ષીઓની સાથે કુમારી કમળાદેવિનો પત્ર સાક્ષી રૂપે મળતો થયો. કોર્ટ તરફથી નં. ૨૨ ના ઘરમાં થયેલા ખૂનના સંબંધમાં બિહારીલાલ બસુને ખૂની તરીકે જાહેર કરવામાં આવ્યો. ખુની આ વખતે હયાત નહોતો. તેને નારી રૂપે મૂર્તિમાન્ થઇ પરમાત્માએ ઉપર્યુક્ત દંડ આપેલો હતો. કુમારી વસંતકુમારી અને કાન્તિલાલ નિષ્કલંક થઇ ઘર તરફ પાછાં વળ્યાં.

કુમારી વસંત કુમારી પોતાના ભાઇની સઘળી સંપત્તિની વારસ ઠરી. આ વખતે કાન્તિલાલે ત્રીજી વખત વિવાહ સંબંધે વિજ્ઞાપના કરી.

માથા ઉપરનાં સઘળાં સંકટો અત્યારે ઉડી ગયેલાં હોવાથી કુમારી વસંતકુમારીએ વિવાહ માટે પ્રફુલ્લ વદને અનુમતિ આપી.

થોડા દિવસમાંજ કુમારી વસંતકુમારી અને કાન્તિલાલનાં લગ્ન થયાં. સઘળાં સ્નેહી સંબંધીઓ આનંદ પામ્યાં. વિવાહ થયા પછી પ્રેમીક દમ્પતિ પ્રેમાનંદમાં મગ્ન થઇ પરમ સુખી થયાં. તેમના હૃદય તંત્રોમાં પ્રેમનો સુર ગર્જના કરવા લાગ્યો. કાન્તિલાલની માતા, બ્હેન અને બનેવી સર્વને આનંદ થયો.

વિવાહ પછી કાન્તિલાલે " ધૂમકેતુ " ના સબ એડીટરની પદવી છોડી દીધી. પોતે લખેલું અને કુમારી વસંતકુમારીએ ઉતારેલું નવિન નોવેલ વસંતકુમારીની અહરનિશ યાદી રાખવા લગ્ન ઉત્સવ નિમિત્તે " વસંતકુમારી " નામેજ પ્રગટ કરવામાં આવ્યું.

